


કાથોડી સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

પ્રાચીનકાળથી જ જુદી-જુદી પ્રજાતિઓ ભારતમાં આવતી રહી છે. આ દેશની બીજી એક વિશિષ્ટતા એ રહી છે કે તે કેટલાક વિશિષ્ટ ભૌગોલિક ભાગોમાં હોય છે. જેનો પ્રભાવ ત્યાં વસવાટ કરતા લોકો પર પડ્યા વગર રહેતો નથી.

ગુજરાતમાં અરવલ્લીની ગિરિકંદરાઓથી લઈ વિજયનગરના જંગલોથી માંડી ડાંગ સુધીની પૂર્વપટ્ટીમાં પથરાયેલાં આદિવાસી સમાજજીવનનો અભ્યાસ કરવામાં આવે તો ઘણી રસપ્રદ પરંપરાઓ જાણવા મળે છે. હજુ પણ પોતાની આગવી સાંસ્કૃતિક પરંપરાઓને સાચવીને બેઠલાં આદિવાસી સમાજ સાચા અર્થમાં પ્રકૃતિના પૂજારીઓ છે. પ્રકૃતિની સૌથી વધું નિકટતાને લઈને આદિવાસી પ્રજામાં કેટલાક ગુણો સહજ રીતે ખીલી ઊઠ્યાં છે, જે પ્રજાની મોંઘેરી મૂડી સમાન છે. સત્ય માટે બલિદાન આપવાની તૈયારી, સરળ સહજ અને સ્વાભાવિક જીવન પધ્ધતિ, સહનશીલતા અને શૌર્યસભર મર્દાનગી, કુદરત પ્રત્યેનો અસીમ પ્રેમ, અલ્પ જીવન જરૂરિયાતો, સ્ત્રી-પુરૂષ વચ્ચેની સહજ સમાનતા નિર્દોષ અને આનંદપ્રિય ઉત્સવો અને લોકનૃત્યોએ કાથોડી આદિવાસી સમાજની આગવી ઓળખ છે.

કાથોડી સમાજજીવન હવે બદલાતું જાય છે. છતાં પોતાની આગવી શ્રધ્ધા અને પંરપરામાં તેમનો વિશ્વાસ ટકી રહ્યો છે. આ સમાજમાં ગાન નૃત્ય મુખ્ય છે. આ બંનેને અચૂકપણે સથવારો જોઈએ સંગીતનો

આદિવાસીઓમાં તેમની આગવી રચના રીતવાળાં અનેક વાદ્યો છે. જેમના નામ, રૂપ અને તેના નાદ પણ સાવ નોખા જ છે.

આદિવાસી કાથોડી સમાજ કુદરતના ખોળે રમનારી પ્રજા છે. તેમણે જાતે જ પસંદ કરેલો જીવનનો માર્ગ છે કે જંગલ નદી-પર્વતના સાનિધ્યમાં રહેવું ! હવે વૃક્ષો કાપીને મકાનો બનાવીને તેઓ રહે તો જ તેમણે વિકાસ કર્યો કહેવાય ! અથવા તો જંગલ છોડીને બધાં શહેરમાં આવતા રહે તો જ તેમને સુખ મળે એ તો આપણા મનની ભ્રમણા છે. તેમને તો પ્રકૃતિની ગોદમાં જ ઉછેરવું છે. તેમના તાનના માર્ગ જુદા છે, વ્યવસાયના માર્ગ જુદા છે, મનોરંજનના માર્ગ જુદા છે. તેમને મૂળિયા સાથે ઊખેડી નાખીને બીજે વાવવા અથવા તો પાણી જેવા કરી નાખવા એ કદાચ પરિવર્તન હશે પણ વિકાસ હશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. અમે જેવા છીએ તેવા જ રાખીને અમારા જીવન ધોરણમાં સુધારો કરવો હોય તો કરો અમને અમારા વન-વગડાની રોજગારી આપો. ખેતી કરતાં અમને આવડે છે અમને પાણીના સંગ્રહમાં મદદ કરો.

કાથોડીઓ કાતકરીઓ પુરાણી આદિવાસી જાતિઓમાંના એક છે. તેઓ મુખ્યત્વે થાણા, નાસિક, પુના અને કોલંબા જિલ્લાઓમાં કેન્દ્રિત થયેલા જણાય છે. કાથોડી લોકોએ તેમનો પૂરાણો વારસો હજુ સુધી જાળવી રાખી બીજા સાથે સારી રીતે ભળી ગયેલા છે તે આશ્ચર્યજનક કાથોડીઓ, કાતકરીઓ કોંકણીમાંથી સ્થળાંતર કરીને આવેલ નાની સંખ્યા ધરાવતી અને સહ્યાદ્રીની સરહદ બહાર ભાગ્યે જ જોવા મળતી જંગલી જાતિના લોકો છે. કાથોડી સમાજને નાસિકમાં જંગલી, હલકા અને સૌથી ગરીબ લોકો તરીકે જુએ છે.

# અનુક્રમ

### સમાજનું નામ

કોથોડી કાતકરીના નામે પણ ઓળખાય છે. તેમના કાથો પાડવાના વ્યવસાય પરથી કાથોડી કે કાત કરી નામ પડયું હોય એમ લાગે છે. તેમની બે પેટાજાતિઓ છે. જે ઢોર કાથોડી અને સોન કાથોડી (ઢોર કાતકરી અને સોન કાતકરીના) નામે ઓળખાય છે. બોલી, દેખાવ અને રિવાજો પરથી કાથોડી ભીલની જ એક પેટાજાતિ હોય એમ મનાય છે. તેઓ પોતાને હનુમાનના વંશજ મનાવે છે. જેમની વસતી સુરત,નર્મદા, સાબરકાંઠા જિલ્લાઓમાં છે.

### ભૌગોલિક વિસ્તાર

રાજસ્થાનની સરહદે બનાસકાંઠા અને પંચમહાલ જિલ્લાના ઝાલોદ તાલુકાનો ભાગ જોડાયેલો છે. મધ્યપ્રદેશ સાથે પંચમહાલ, વડોદરા અને ભરૂચ,નર્મદા જિલ્લાનો ભાગ જોડાયેલો છે, જ્યારે સુરત,વલસાડ અને ડાંગ જિલ્લાનો ભાગ મહારાષ્ટ્ર સાથે જોડાયેલ છે. આ ત્રણેય રાજ્યોની સરહદ સાથે જોડાયેલ વિસ્તારોમાં કાથોડીઓનો વસવાટ છે. જેમાં મુખ્યત્વે સાબરકાંઠા,ભરૂચ,નર્મદા, સુરત અને ડાંગ જિલ્લાઓમાં તેમની વસ્તી છે.

### સમાજનો ખ્યાલ

૧૮૭૦ આસપાસ બહોળા કોન્ટ્રાક્ટરો અને વેપારીઓ દ્વારા કાથોડીઓને જંગલમાં ખેરનાં વૃક્ષોમાંથી

કાથો બનાવવાનાં કામ માટે મહારાષ્ટ્રના ખાનદેશ પ્રદેશમાંથી રાજસ્થાનમાં લાવવામાં આવ્યા હતા.

આ કોન્ટ્રક્ટરોમાં કાથોડીઓના જણાવ્યા પ્રમાણે ઉદેપુરના અબુમિયા મુખ્ય હતાં. આજે પણ વિજયનગરમાં વૃધ્ધ કાથોડીઓ તેમને ઉદેપુરના શેઠ તરીકે ઓળખે છે. ૧૮૭૦માં ત્રણસો જેટલી સંખ્યામાં કાથોડીઓને ઉદેપુરમાં લાવવામાં આવ્યાં હતાં. કાથોડીઓને સામાન્ય રીતે વર્ષમાં આઠ મહિના માટે એટલે કે ઓક્ટોબરથી મે મહિના સુધીની કાથાની મોસમમાં કામ ઉપર રખતાં. કાથાની મોસમ પૂરી થતાં તેઓ તેમના મૂળ વતનમાં પાછા ફરતા. આ પ્રક્રિયા લગભગ વીસેક વર્ષ અમલમાં રહી. કાથોડીઓને થોડા લાંબા સમયનું આ મોસમી સ્થળાંતર અસહ્ય લાગ્યું. તેઓએ આવા લાંબા ગાળા સુધી તેમનાં કુટુંબથી અલગ રહીને કામ ચાલું રાખવા માટે અસંમતિ દર્શાવી આથી સ્થળાંતર કરીને આવેલાં કુટુંબોને કેટલીક પ્રાથમિક જીવન-જરૂરિયાતોની સગવડો આપવાની ખાતરી આપવામાં આવી. આ ખાતરીના આધારે કાથોડીઓ તેમનાં કુટુંબો સાથે તેમનાં મૂળ વતનમાંથી કાયમી રીતે સ્થળાંત્તર કરીને રાજસ્થાન અને ગુજરાતની સરહદ પરનાં જંગલોમાં સ્થિર વસવાટ માટે આવ્યા હોવાનું મનાય છે.

રાજસ્થાનની જેમ ગુજરાતમાં વિજયનગરનાં જંગલોમાં થતાં ખેરનાં ઝાડમાંથી કાથો પાડવાનો ધંધો કોન્ટ્રક્ટરો દ્વારા ચાલતો હતો. આ કોન્ટ્રાક્ટરો કેટલાંક કાથોડી કુટુંબોને કાથો પાડવાના કામ માટે રાજસ્થાનમાંથી વિજયનગરનાં જંગલ વિસ્તારોમાં લાવ્યાં. કાથોડીઓને ગુજરાતમાં લાવવાનું કામ મણિબેન ઘાંચણ દ્વારા થયું તેમ કાથોડીઓ જણાવે છે.વિજયનગરના જંગલોમાં ખેરના લાકડાં પુષ્કળ હોવાથી કાથો પાડવા લઈ આવેલી. આ કાથોડીઓ પાસે કાથાના બદલામાં વ્યાપારીઓ તેમણે જીવન જરૂરિયાતની વસ્તુઓ આપતા

અને તેના બદલામાં આ લોકો કાથો પાડી આપતા અને જંગલમાં એક જગ્યાએથી બીજી જગ્યાએ ભટકતું જીવન વિતાવતા પણ કાળક્રમે બ્રિટીશ શાસકોએ જંગલની નીતિ ઘડી તેથી જંગલ પરના આદિવાસીઓના હક્કો પર અનેક જાતના પ્રતિબંધો મૂકાયા. જેથી ખેરનું લાકડું કાપવા તથા જંગલનો ઉપયોગ મન ફાવે તેમ કરવા કારખાનાં ઊભા થયાં જેમાં કાથો બનાવવાનાં કારખાનાં પણ થયાં. ખાનગી જંગલ કોન્ટ્રાકટરો જથ્થાબંધ ખેરનાં લાકડાં આ કારખાનાના માલિકોને આપી દેતા હાથ બનાવટના કાથા કરતાં આવા કારખાનાનો કાથો સસ્તો પડતો હોવાથી કાથોડીઓને ધંધો પડી ભાગ્યો. આ ધંધો પડી ભાગતાં તેઓ નિઃસહાય થઈ ગયા કારણ કે તેઓ ભટકતું જીવન જીવતાં હતા જેથી કોઈ જગ્યાએ સ્થાયી નહી હોવાથી તેમની પાસે ઘર કે ખેતીની જમીન નહોતી સાથે તેઓને કાથો પાડવા સિવાયનો કોઈ ધંધો આવડતો નહતો. આમ તેઓ નિરાધાર સ્થિતિમાં તેઓ જ્યાં હતા ત્યાં જ રહી ગયા. સાબરકાંઠામાં વિજયનગર મહાલનાં જંગલોમાં વસતી ત્યાંની ડુંગરો ગરાસીયા આદિવાસી જાતિ સાથે તેઓએ વસવાટ કર્યા અને તેઓ ત્યાં ખેત મજૂરો બની ગયા તેઓ અત્યારે છૂટકકામ, જંગલ મજુરી, મત્સ્યોદ્યોગ, મરઘાઉછેર જેવા વિવિધ ક્ષેત્રમાં રહીને તેમનું આર્થિક જીવન ટકાવી રાખવા માટે પ્રયત્નો કરે છે. જેથી પહેલાની સરખામણીમાં થોડા પ્રમાણમાં પરિવર્તનઓ લોકોમાં જોવા મળે છે. પરંતુ આવી જાતિઓ આધુનિક સમાજની સાંસ્કૃતિક અને સભ્યતાથી દુર જંગલોની પહાડીઓમાં રહે છે. જેના કારણે તેમનો સામાજીક આર્થિક, શૈક્ષણિક, સાંસ્કૃતિક વિકાસ પૂરતા પ્રમાણમાં થયો નથી. સાબરકાંઠામાં વસતાં કાથોડીઓમાં મોટી ઉંમરના કેટલાક પુરુષોના સંબંધો રાજસ્થાન અને ખાનદેશમાં વસતાં કાથોડીઓ સાથે છે. તેમજ ગુજરાતના અન્ય જિલ્લાઓમાં વસતાં

કાથોડીઓના જે ગોત્ર અને ભાષા છે. તેજ ભાષા અને ગોત્રો પણ અહીંના કાથોડીઓમાં જોવા મળે છે. આ લોકોનો વસવાટ અત્યારે વિજયનગરના જંગલોમાં ડુંગરી ગરાસીયાંની વસ્તી છે. જેમાં આંતરસુબા, વણધોલ, બદરખા, બંધણા, પાટવેલ, અંબાવી, ડૈયા ગામોમાં પણ જંગલ વિસ્તારમાં આવેલાં છે.

કાથોડી ગામથી દૂર જંગલમાં રહેતા હોય છે અને ભટકતી જાતિઓ જેવું જીવન ગુજારે છે. પુરુષો લાંબા વાળ અને દાઢી રાખે છે. જેઓ કોલસા પણ પાડે છે. જેમનાં બાળકો પંખીનો શિકાર કરવામાં બહુ પાવરધાં હોય છે. પોશાકમાં પુરુષો માત્ર લંગોટી જ પહેરે છે તથા માથે એક કકડો વીંટે છે. જ્યારે સ્ત્રીઓ કેડથી નીચેનો ભાગ કછોડો મારી ઢાંકે છે. તે સિવાયનો ભાગ તદ્દન ખુલ્લો રાખે છે. ગળામાં કીડિયાંની અસંખ્ય માળાઓ પહેરે છે તથા હાથો ધાતુ કે કાચની બંગડીઓથી ભરી દે છે. કાનમાં લાંભી વાળીઓ પહેરે છે. પુરુષો ચામડાના કમરપટ્ટા બાંધે છે. જેમાં એમની તમાકુની બીડીઓ અને માચીસ લટકાવે છે. છોકરીઓ છૂંદણા છૂંદાવે છે.

**જન્મવિધિ**

કાથોડી સમાજમાં જન્મની વિધિને પણ ખૂબ જ મહત્ત્વ આપે છે. બાળકનો જન્મ પછી બીજે દિવસે પાંચરાંની વિધિ કરે છે. બહેનને પેટમાં દુખાવો ઉપડે ત્યારે ઘરના કોઈ એક ખૂણામાં ખાટલો ઢાળી દેવામાં આવે છે. તે જગ્યાએ ગામની દાયણ (હોયેણી) ખાટલો કરાવે છે. ત્યાર પછી મેલી પડી જાય પછી તે

મેલીને ઘરના કોઈ ખૂણામાં દાંટી દેવામાં આવે છે. મેલી દાંટેલી હોય તે જગ્યા પર પુરૂષ ગોળ પથ્થર મૂકે, તે પછી તે જગ્યાએ તીર પણ રોપે, સિંદૂરના તિલક પાંચ વખત કરે. ચોખાના દાણાને પાંચ વખત પૂજ પાડીને તેની વિધિ કરે છે. બાળકના જન્મ પછી બે દિવસ સુધી છોયારણ તે બાળકને નવડાવે છે પછી તેને કોઈ પણ નવડાવે છે. નામ પાડતી વખતે બાળક રડે તો તેને દાણા પાડીને પછી બીજે દિવસે નામ પાડે છે. ન રડે તો તેનું નામ આનંદ પાડે છે.

### લગ્નમાં ગોત્રની ભૂમિકા

આદિવાસી કાથોડી જાતિમાં લગ્નવ્યવસ્થા પણ અદભૂત અને આધુનિક કહી શકાય તેવી હોય છે. કોથોડી સમાજમાં છોકરો કે છોકરી સત્તર-અઢાર વર્ષના થાય એટલે મેળામાં કે લગ્ન જેવા સામાજિક પ્રસંગોમાં કે વાર-તહેવારમાં એકબીજાને પસંદ કરે છે. આ લગ્ન પોતાના કે માતૃપક્ષના ગોત્ર સિવાયના સમાજમાં થાય છે. ક્યારેક સમાજના વડીલો દ્વારા છોકરા કે છોકરીનો વિવાહ થાય છે. જે સંબંધ બાંધવામાં મધ્યથીની ભૂમિકા ભજવે તેને ભાંજગડ કહેવામાં આવે છે. આવા મધ્યસ્થીને પહેરામણી (શિરપાવ) રૂપે વર તેમજ કન્યા પક્ષ તરફથી બે હજારથી માંડીને પંદર હજાર સુધીની રકમ પણ ભેટમાં મળે છે. કાથોડી જાતિમાં ઘડિયાલગ્ન લેવાય છે. છોકરીનો બાપ દહેજ સ્વીકારતો હોય છે જેને કાપડું કહેવામાં આવે છે. પંચ નક્કી કરે તે અથવા તેની ક્ષમતા પ્રમાણે કપડાં, ચાંદીનાં ઘરેણાં, જમીન વગેરે પણ દહેજમાં આપવામાં આવે છે. આ પ્રસંગે જમવાનું પણ રાખે છે. બધા યથાશક્તિ રોકડ મદદ કરે છે. બીજા દિવસે વરપક્ષ જાન લઈને

પરણવા જાય છે. લગ્નની ચોરીમાં પાણીની એક તાસક કે વાસણમાં સવારૂપિયો મૂકી કન્યા અને વરના ભગત (પૂજારો) તેમને સાત ફેરા ફેરવે એટલે લગ્ન થઈ ગયાં એમ માનવામાં આવે છે. કેટલાંક સુધરેલા પરિવારોમાં અગ્નિની સાક્ષીએ પણ ફેરા ફેરવવામાં આવે છે. સાંજે કન્યાને લઈને જાન પાછી આવે છે. કાથોડી સમાજમાં આણા એક તરફી થાય છે તે પાંચદિવસ સુધી વરના ઘરે રહે છે પછી આણું કરવા માટે કેટલીક વખત કાથોડી જાતિમાં પણ ભાગી જઈને લગ્ન કરે છે. જેમાં પતિ-પત્ની ઘરસંસાર શરૂ કર્યા પછી ઘણાં વરસ પછી લગ્નવિધિ કરે છે. જેમના બાળકો પણ આ લગ્નવિધિમાં જોડાય છે. કાથોડી સમાજમાં માતૃસત્તા કે પિતૃસત્તા બંને વ્યવસ્થા જોવા મળે છે. ઘરજમાઈ રહેવાની પ્રથા પણ સમાજે સહજ રીતે સ્વીકારેલી છે. પતિ-પત્ની વચ્ચે ઘણીવાર ઉંમરનો મોટો તફાવત પણ હોય છે. સ્ત્રી-પુરુષ બંનેને સમાજમાં સરખો જ દરજ્જો મળે છે. સ્ત્રી પણ મિલક્તની ભાગીદાર ગણાય છે. ક્યારેક મોટો ભાઈ મૃત્યુ પામે તો નાનો ભાઈ તેની સ્ત્રી સાથે ઘરસંસાર માંડે છે. જેને દિયરવટુ કહે છે. કયાંક મોભાદાર વ્યક્તિ સરપંચ, પટેલ વગેરે બહુપત્ની રાખે છે. કેટલાક રખાત પણ રાખતા હોય છે જે સહજ સ્વીકાર્ય છે. ગૃહજીવનમાં કોઈ અણબનાવ થાય તો સહજ રીતે પંચ છુટાછેડા અપાવે છે. યુવાન વિધવા પુનઃલગ્ન તેના કુટુંબમાં જ કરે છે જેથી મિલકતના ભાગ ન પડે. ગૃહસંસાર શરૂ કર્યા પછી

### મરણવિધિ

કાથોડી સમાજમાં કોઈ પણ માણસ મરી જાય તો તેને સૌ પ્રથમ તેને જમીન પર સુવાડી દેવામાં આવે છે. પછી તેને નવડાવીને નીચે ગાદડી પાથરીને સુવાડી દેવામાં આવે છે. જે દિવસે મરણ પામે કોઈ સગા બહાર ગયેલા હોય અને મોડાં મરી ગયા હોય તો તેની વિધિ બીજે દિવસે કરે છે. કાથોડી સમાજમાં કોઈપણનું મરણ થયું હોય તેને દફનાવવામાં આવે છે. અગ્નિદાહ આપવામાં આવતો નથી. લાશને દફન વિધિ કર્યા પછી ગામના બધા લોકો એક જગ્યાએ ભેગા થાય ત્યાં દારૂ લાવે છે. જે દારૂ પિતા હોય તો દારૂ પીવે છે ન પીતા હોય તો તે અગરબત્તીની ધૂપ લઈને વિખરાય જાય છે. બીજે દિવસે ઘરમાં મરણ પામેલ વ્યક્તિને શેનો અવતાર મળ્યો હોય તેને માટે ઘરની પવિત્ર જગ્યાએ ઘઉં કે મકાઈનો લોટ જમીન પર પાથરે છે તેની ઉપર કોળિયાનો દીવો કરે છે પછી તેને ટોપલાથી ઢાંકી દેવામાં આવે છે. બીજે દિવસે જે કાંઈ નિશાન પડ્યા હોય તેના પરથી અનુમાન કરે છે કે શેનો અવતાર મળ્યો હોય આ વિધિ કાથોડી સમાજ સિવાયનો સમાજ પણ કરે છે. કાથોડી સમાજમાં મરણ થાય ત્યારે ઘરના કોઈપણ સભ્ય માથાના વાળ ઉતારતા નથી.

મરણ પામેલ ઘરમાં પાંચ દિવસ સુધી બીજાના ઘરનું જમવાનું હોય છે. પાંચમાં દિવસે ઘરમાં ચૂલાની અંદર ચોખા નાખીને ઘરને પવિત્ર કરે છે, બારમાં દિવસે બારમું કરે છે. તે દિવસે ગામના લોકો એક એક કિલો ચોખા લઈને આવે છે. તે દિવસે બુદી અથવા ફાળા ગામ કે સગાવાળાને આપે છે. તે દિવસે જમવાનું

બનાવતા નથી, બારમાના દિવસે જે જગ્યાએ મરણ પામેલા વ્યક્તિને દફનાવેલ હોય તો તે જગ્યાએ મશાન બનાવે છે તે દિવસે માત્ર પથ્થર જ મૂકવામાં આવે છે વર્ષ પછી નાનું ડેરું (મંદિર) બનાવે છે.

**દેવનો ખ્યાલ**

જેમના મુખ્ય દેવો હિંદિયા (શિકારનો દેવ), શિવચ્યા (ગામનો દેવ), ભીલદેવ, વાઘદેવ અને દેવ બળિયાકાકા છે. હોળી અને વાઘબારસ તેમના મુખ્ય તહેવારો છે. થાળીવાઘ સાથે લાંબી વાર્તાઓ ગાય છે. જે વિશિષ્ટતા છે.

આડવો લાકડો દેવઃ

આ દેવની વિધિ વરસાદ પહેલાં કરે છે. ગામના સીમાડા પર આડવો લાકડો નાખી ગામ લોકો આડવો લાકડો નાખવા માટે બધા જ ઘરના હળી મળીને પૂજા વિધિ કરે છે. દરેકના ઘરમાંથી અનાજ(સીધું) ઉઘરાવે છે દેવને નમસ્કાર કરીને રાણી કાજેલ, ગાંજનગોડું, મેઘરાજા વાદળમાંથી વરસે અને આ ભૂમિ પર પડે,સારું પાડે તો તમારા વરદાન પ્રમાણે જે તેમને આપવા કબૂલ કરેલ છે તે અર્પણ કરીશું.

વરસાદ વરસી જાય પછી લીલી (નોઘરા) ઊગે છે તે માટલીયા દેવ (લીલીચારી દેવ કહે છે. ગાય ભેંસ, બકરી, લીલો ચારો ખાય તે પહેલા આ દેવ કરવામાં આવે છે. જે વિધિમાં દારૂ,નાળિયેર, મરઘી, ઇંડું, આગરબત્તી, ડાંગર(ચોખા) દરેક ઘરમાં પાંચ ધાતુની બાલી (પરોણો), કાંબલ(સિંહગાદી) હોય તે લઇને ગામનો પૂજારો ઘરદીઠ ફેરવીને સિંધું ઉઘરાવે છે તેનું પછી ભંડારો કરીને ગામ લોકો જમે છે.

**ગોમ દેવ :**

દારૂ, ચૂંદડી, મરઘું, પાંચ ખજૂર દૂધ સિંદુર વગેરે દ્વારા હોમ કરવામાં આવે છે.

**વાઘદેવ :**

પૂજારો બાલી લઈને ઘેરઘેર સીધું ઉઘરાવે છે. આ વિધિ કરવા માટે બે બાળકોનું જોડું (વાઘ-વાઘણના વેશ) ધારણ કરે છે. બળદને ખેતી માટે જોડીએ એ રીતે જોડે છે. તેને વાઘ-વાઘણને આખા ગામમાં ફેરવે છે. છેલ્લે ગામમાંથી જે મુખ્ય રસ્તો હોય ત્યાંથી સીમાડા સુધી લઈ જાય છે પછી બંન્ને ગામની બહાર મૂકી આવે છે તેની પાછળ ખૂબ જ સંખ્યામાં લોકો હોય છે. વાઘબેલી ગળામાં પહેરાવીને હાંકી કાઢીને જે ગામમાં નાગ દાદા-વાઘદાદા નુકશાન ન કરે તે માટે આ વિધિ આદિ અનાદિથી કરતા અને કરીએ છે. જે સીધું(અનાજ) હોય તેનો ભંડારો કરીને જમણ આખા ગામના કરતા હોય છે જમતાં હોય છે.

**હનુમાનદાદા(ચારી અમાસ) :**

દરેકના ઘેરથી બળદને નવરાવી તૈયાર કરીને ગામમાં હનુમાન દાદાનું સ્થાનક પર જાય છે. દરેક જણ બળદના દર્શન કરીને આરતી ઉતારે છે. ગોળ અને ઘઉંના લોટનો રોટલા બનાવીને બળદને ખવડાવે છે. આ વિધિ વખતે બળદને દોરડાથી માંડીને મોરી, નાથ બધું જ નવું પહેરાવે છે. ત્યાંથી બળદને લઈને ઘેર આવે છે. ત્યારે તેને ઘરની માતા(બહેન) આરતી લોટામાં પાણી લઈને આવે છે પાણીથી બળદના પગ ધૂએ, કપાળ પર તિલક કરે, આરતી ઊતારે પછી દર્શન કરીને ઘરમાં પ્રવેશ કરાવે છે.

આડવો લાકડો દેવને ઊંચકવા માટે ગામનો પૂજારો સીમમાં જે લાકડું મૂકયું હોય ત્યાં જાય છે, સારો વરસાદ પડે અને સારો પાક થાય ત્યારે તેને આડવો લાકડો દેવને ઊંચકવાની વિધિ કરે છે.વરસાદ પૂરો થયા પછી અનાજ કે પાક લેવાનો સમય થાય ત્યારે દરેક ખેતરનાખળામાં વિધિ કરે છે. ગાયના છાણની ત્રણ મૂર્તિઓ બનાવે છે તેને હોત્રીમાતા તરીકે ગણે છે. ખેતરના ખળાની વિધિમાં જમીન પર છાણનું લીંપણ કરીને આ છાણાની ત્રણ મૂર્તિઓને ભીંડીના સૂતરની દોરી સાથે બાંધીને મૂકવામાં આવે છે જે અનાજ પાકે તેમાંથી મૂઠી કાઢીને મૂર્તિઓની ચારે બાજું નાખી પૂજા પાઠ ખેતરમાં કરે છે. એક શીશો દારૂ, એક મરઘીનું ઈંડું, એક નાળિયેર, એક મરઘી, સિંદૂર, દાળીયા-મમરા વગેરે સામગ્રી જોઈએ છે. પૂજારો વિધિ દરમ્યાન જે શબ્દ બોલે છે તે ભૂત પલિત, રખેવાળ જગવાળ તમે આટલા દિવસો સુધી સંભાળ્યું તે માટે તમને અપર્ણ કરીએ છે અને આવતા વર્ષ પણ સારું પાકે તે માટે ભોગ આપીએ છે. આ વિધિ દરવર્ષ કરવામાં આવે છે.

**નવરાત્રી દેશેરા :**

ચોખા, ફૂલ, નાળિયેર,અગરબત્તી, વરઘોડો, આરતી લઈને ગામમાં ફરવામાં આવે છે. દર્શન થયેલ પૈસા, સીધું (અનાજ) વગેરેનો ગામનો ભંડારો કરે છે. દશેરાના દિવસે કોળાનું શાક, દાળ-ભાત ફરજીયાત બનાવવામાં આવે છે. પડારો ત્યારે આખા ગામના જમે છે.

**દીવાળી :**

ગામના પૂજારાના ઘરે બાલી(પરોણી) સિંહગાદી (કાંબલ)ને લઈને ગામમાંથી સીધું ઉઘરાવા સંદેશો પહોચાડે છે. આપણા ગામમાં ધનતેરસ, કાળીચૌદસ અને દીવાળી આ દિવસે છે તેવો સંદેશો પહોચાડતા જાય છે.

**ધનતેરસ :**

આ દિવસે દરેક ઘરમાં વિધિ કરે છે. સોના,ચાંદીના ઘરેણા, પૈસા એક જ જગ્યાએ એકઠા કરીને તેના પર બળદ ફેરવવામાં આવતા હોય છે. બળદ પગની ખરીને સોનીખૂરી કહે છે, તે રીતે પૂજાની વિધિ કરે છે.

ઘરમાં ચૂલા પર ઘરની આગળ, ઘરના ચૂલાને લીંપણ નવા કરીને કંકુ, લોબાનો દીવા કરે છે. ચૂલા દેવતાને દર્શન કરીને અગ્નિદેવ અનાજને જીવતા દેવ તરીકે પૂજા કરે છે. ઘરમાં સુખ-શાંતિ અને નવું અનાજ સારું પાક્યું તે માટે ચૂલા પર અનાજ મૂકે છે. બહેન ચૂલો સળગાવે અને પૂર્વજોનાં નામ લઈને ખાંખરાના પાનમાં પાંચ પાંદડામાં પાંચ પાણી પીરસવામાં આવે છે તેના માટે પાંચ ચપટી અનાજ પાના પર મૂકે છે. પોતાના પૂર્વજોને યાદ કરીને પૂજાવિધિ કરે છે.

## રોટી વહેવાર,ખાનપાન,આહારવિહાર સંબંધી માન્યતા

કાથોડીઓ ગામથી દૂર જંગલમાં રહે છે અને ભટકતી જાતિઓ જેવું જીવન જીવે છે. બીજા લોકો સાથે તેઓ ઘણા સંબંધો રાખે છે. પુરુષો લાંબાવાળ અને દાઢી રાખે છે. જેઓ શ્યામ રંગના અને બાંધામાં દુબળા હોય છે. કાથોડી લોકોનો મુખ્ય આગેવાન નાયક મુખિયો કહેવાય છે. આ જાતિનો મુખ્ય વ્યવસાય કાથો બનાવવા અને કોલસા બનાવવાનો છે. જે સિવાય ખેત મજુરી અને છુટક મજુરી ઉપર પણ તેમને આધાર રાખવો પડે છે. જમીન ન હોવાથી ઘણા ઓછાં કુટુંબોના ખેતી પર નભે છે. જેમના બાળકે પક્ષીઓનો શિકાર કરવામાં ઘણાંજ કુશળ હોય છે.

કાથોડી જાતિના લોકોના ઘરો ઘાસની ઝૂંપડીઓના હોય છે. ઢોર-કાથોડીઓ સિવાય બીજી કાથોડીઓ ગાયનું માંસ ખાતા નથી તેના સિવાય તેઓ બધાં જ પશુઓનું માંસ ખાય છે તેના સિવાય તેઓ ઉંદર ગરીબી-કબુતર સાહી વગેરેનો શિકાર કરે છે. માછલી પણ હંમેશા ખાય છે અને દારૂ પણ પીએ છે. લાલ મોઢાવાળા વાંદરાનો તેઓ ક્યારેય શિકાર કરતા નથી કારણ કે તેને જ હનુમાનનો અવતાર માને છે.

## ગૂઢ વિદ્યા

કાથોડી સમાજ જાદુ-ભૂત, ભૂવા, તંત્ર, મંત્ર, ભૂતપ્રેત, મેલીવિદ્યા તથા પૂર્વજમાં અતૂટ શ્રદ્ધા ધરાવે છે. દુઃખ આફત, ભય, દુષ્કાળ, રોગચાળો, પૂર, વિનાશ, મરણ વગેરેમાં તેઓ ગૂઢશક્તિનો પ્રકોપ જુએ છે. ધરતી, પહાડ, ઝાડ, સૂર્ય, ચંદ્ર વગેરેમાં તેઓ દેવીશક્તિનું આરોપણ કરે છે. મૃતવ્યક્તિ એટલે કે

પૂર્વજથી તેઓ વધારે ડરે છે. પૂર્વજને પ્રસન્ન રાખવા માટે દીવાળી પછી ચૌદશના દિવસે ગામમાં ખતરી ભરાય છે. જેના ઘરમાં કોઈનું મરણ થયું હોય તે પથ્થરનો એક શિરા(પાળિયો) લાવે છે. તેને એક સફેદ કપડું ઓઢાડી તેને રમાડે છે. ચાર-પાંચ દિવસ સુધી દરરોજ રાત્રે ગીતો ગાય છે. છેલ્લે આ પૂર્વજને ઢોલ વાજિંત્રો સાથે ગામની નક્કી કરેલી જગ્યાએ લઈ જવામાં આવે છે ત્યાં તેનું સ્થાપન કરવામાં આવે છે. આ પૂર્વજ કોઈને નડે નહીં તે માટે તેને મનગમતી વસ્તુ પણ આપવામાં આવે છે.

### વારસાઈ

કાથોડી સમાજમાં સયુંક્ત કુટુંબમાંથી વિભક્ત કુટુંબમાં ફેરવાય ત્યારે જેટલા ભાઇ તેટલા ભાઇઓને સરખે ભાગે વહેંચી આપવામાં આવે છે. જમીન, મિલ્કતમાં બહેનનો કોઈ હક્ક હોતો નથી પરંતુ ઘરમાં સૌથી નાના ભાઈને થોડી વધારે જમીન આપવામાં આવે છે કારણ કે ઘરના સગાં-સંબધીઓને તથા પોતાની બહેનો જ્યારે પણ મહેમાન આવે ત્યારે તેને સાચવવાની જવાબદારી નાના ભાઈની હોય છે. ઘરની બધી જ વસ્તુઓ સરખે ભાગે વહેંચી આપવામાં આવે છે. પિતાનું કર્જ તેના નાના ભાઈને ચૂવવાનું હોય છે.

### કરાર, બોલી/કબૂલાત

કાથોડી સમાજમાં લગ્નના કરાર કોઈ પણ કાગળ પર લખવામાં નથી આવતું પરંતું સમાજમાં જે પંચ નકકી કરે તેને વિશ્વાસથી સ્વીકારે છે. સમાજમાં કોઈપણ ઝગડાં કે અન્ય બનાવ બને તો તેને પોતપોતાની

ભૂલો કબૂલાત કરે છે અને જે પંચો દંડની જોગવાય કરે તે સ્વીકારે છે. કાથોડી સમાજમાં મોટા ભાગે આંતર જ્ઞાતિય લગ્ન થતાં જ નથી પરંતુ થાય તો સમાજ બહાર નહીં મૂકતાં. લગ્નમાં જમવાનો ખર્ચ કરવાનો હોય તો દુકાનદાર પાસેથી માત્ર કરારના આધારે માલ સામાન લાવે છે તેમાં વરસાદ અથવા મૂજરી કરીને આપવા માટે બંધાય છે. લગ્નમાં લેવડ-દેવડ માટે ઘરેણાં, વાસણો વગેરેનું માત્ર બોલી પર જ સામા પક્ષને આપતા હોય છે.

### સમાજનો પંચ/કાનૂન

કાથોડી સમાજમાં જમીન વહેચણી, સ્ત્રી-પુરૂષના ઝગડાનો કાનૂન, કોઈ સંપત્તિ વહેંચણી, ઘર જમાઈ રાખવાનું હોય, બાળક દત્તક લેવાનું હોય,ગામના છોકરા-છોકરીના પ્રશ્ન હોય તો પંચ જ નિવેડો લાવે છે. દા.ત છૂટાછેડા માટે જ્ઞાતિના પાંચ વડીલોની હાજરીમાં સમાજના અન્ય માણસો તથા સગાસંબધીઓ ભેગા થાય છે અને એક નવી ધોતી લાવવામાં આવે છે અને તેના બે ભાગ કરવામાં આવે છે તે સમાજનો કાનૂન છે. પશુઓ ચરાવવા ગયા હોય તો તે કોઈના ખેતરમાં પશુ પાક ખાઈ જાય ત્યારે પણ બંને પક્ષતરફથી પંચ દંડ કરે તે પ્રમાણે પોતાનો કાનૂન લગાડતા હોય છે. વિધુર અથવા વિધવા, છૂટાછેડા પછી પુનઃલગ્નનો રીવાજ બંનેને સમાજના નિયમ પ્રમાણે લગ્ન કરાવતા હોય છે. સમાજમાં મરણ થયેલ હોય તેના પણ કાયદા છે. બીજા સમાજમાં મળદાને અગ્નિદાહ આપવામાં આવે છે,જ્યારે કાથોડી સમાજમાં દફનાવવામાં આવે છે. કાથોડીમાં સમાજમાં પરિવર્તન અથવા કાયદા નવો કરવો હોય તો જ્ઞાતિપંચ લાવે છે તેને સમાજમાં મુખિયા

તરીકે ઓળખે છે. કોથોડી સમાજનાં આગેવાનો કે જે માટાભાગે જ્ઞાતિ પંચના સભ્યો હોય છે તેઓ સાથે મળીને પ્રશ્નનું સમાધાન કરતા જોવા મળે છે અને જ્ઞાતિના ઝગડા માટે કોઈ ક્યારે કોર્ટમાં ગયું નથી.

**હુન્નર કલા (આવડત)**

કાથોડી અથવા કાથોડીયા સમાજ દક્ષિણ ગુજરાતમાં ખેતમજૂરી અને શેરડી કાપવા ઉપરાંત અમુક અંશે જેમની પાસે જમીન હોય તે ખેતી અને પશુપાલન કરતા થયા છે. કાથુડિયા સમાજના લોકો જંગલની પેદાશો, ટીમરૂ પાન, ગુંદર, બિલિપત્ર એકત્ર કરીને રોજી-રોટી મેળવે છે.

કાથોડી શબ્દ કાથા સાથે સંકળાયેલો છે. કાથોડી લોકો કામ-ચલાઉ ઝૂંપડી બાંધીને જંગલોમાં કાથો પાડતા હતાં. તેઓ એક જગ્યાએથી બીજી જગ્યાએ ભટકતું જીવન વ્યતિત કરતા હતાં. કારણ કે કાથો પાડવાનો ધંધો જંગલ પર આધારિત હોવાથી જ્યાં ખેરનાં વૃક્ષો પુષ્કળ પ્રમાણમાં હોય તેવા વિસ્તારોમાં તેઓ વસવાટ કરતા. કાથો ખરીદનાર વેપારી જયાં લઈ જાય ત્યાં તેઓ જતા હતાં. કાથોડીઓ કાથો પાડીને વેપારીને આપતા આ ઉપરાંત કાથોડીઓ જંગલમાંથી શિકાર કરીને ખોરાક પ્રાપ્ત કરતા. જંગલમાંથી જંગલ પેદાશ એક્ત્ર કરીને વેપારીઓને વેચતા. આમ તેમનું સઘળું જીવન જંગલ પર આધારિત હતું.

કાથો પાડવાની પ્રક્રિયામાં શરૂઆતમાં કાથો મેળવવા માટે ખેરનાં ઝાડનાં થડમાં મળશે કે નહિ અથવા તો ફાયદો થશે કે નહિ. તેઓના કહેવા પ્રમાણે જૂનાં વૃક્ષો અથવા મોટાં વૃક્ષોમાં કાથો વિશેષ હોય છે. જેઓ ખેરનાં વૃક્ષોમાંથી બારીક નાની પટ્ટીઓ બનાવતા, ત્યારબાદ બીજી તરફ તેમની સ્ત્રીઓ જંગલમાં

આજુબાજુનાં લાકડાં પર પાણીનો ઘડો મૂકતી. ઘડામાં રહેલા પાણીને બરાબર ઉકાળતી, પાણી જ્યારે ઉકળે ત્યારે ખેરનાં વૃક્ષોમાંથી બનાવેલી નાની પટ્ટીઓ આ ઘડામાં નાંખવામાં આવતી. ત્યારબાદ પોલાણવાળી નળીમાંથી આ મિશ્રણ પસાર કરવામાં આવતું. સ્ત્રીઓ આ મિશ્રણને કાપડના ટૂકડામાં નાંખી નીચોવીને કાઢી લેતી અને તેની નાની નાની ગોટીઓ બનાવતી. આ ગોટીઓ વેપારીને તેઓ આપી દેતા. આ કાથો ઘણા પરિશ્રમ બાદ તૈયાર થતો. આ લોકો કાથાના વિશેષજ્ઞ હોવાથી તેઓને કાથોડી તરીકે ઓળખવામાં આવતાં.

મહૂડા :

સાબરકાંઠા જિલ્લાના વિજયનગર તાલુકામાં મહૂડાના ફૂલ અને ડોળી વીણવાના કામમાં એપ્રિલ માસ દરમ્યાન રોજગારી મળે છે. મહૂડા વીણવા માટે સવારે ચાર થી પાંચ વાગ્યા સુધીમાં ઝાડ નીચે પહોંચી જવું પડે છે. કેટલાંક કાથોડી કુટુંબો રાત્રે મહૂડાના ઝાડ નાચે સૂઈ પણ રહે છે, ને સવારે મહૂડા એકઠાં કરે છે. કાથોડીના જણાવ્યા મુજબ એક વ્યક્તિ ૧૦ દિવસ સુધી રોજના ૬ કલાક મહૂડા વીણે તો ૨૦ કિલો મહૂડા ભેગા થાય છે. ૨૦ કિલો મહૂડાનો ભાવ વેપારી ૧૨૦ રૂા. ચૂકવે છે. પરંતુ મહૂડા વીણવાનો વ્યવસાય વીસ થી ત્રીસ દિવસ સુધી જ આવક આપી શકે છે.

મહૂડાનાં ફૂલ બે પ્રકારના હોય છે. મીઠાં ફૂલ અને કડવાં ફૂલ(સ્વાદમાં તૂરાં-ડોળી),મીઠાં ફૂલનો ઉપયોગમાં કાથોડી લોકો સવારમાં જ્યારે મહૂડા પડે ત્યારે ચૂસવામાં લે છે. કાથોડી લોકો મીઠાં ફૂલમાંથી ટેકરા નામની વાનગી બનાવે છે. જે ચોખા સાથે મહૂડાનાં ફૂલ ભેળવીને બનાવાય છે. જેને શેકવા માટે લાકડાં અને છાણની ગરમી આપવામાં આવે છે. શેકેલા ચણા સાથે મહૂડાનાં ફૂલનો ખાવામાં ઉપયોગ કરે

છે.મહૂડાનાં ફૂલનો ઉપયોગ પશુઓના ખાણદાણ તરીકે તેમજ દારૂ બનાવવામાં પણ થાય છે. મહૂડાનાં કડવાં ફૂલ(ડોળી)માંથી તેલ કાઢવામાં આવે છે. ડોળી પાકી હોય ત્યારે તેલ સારું નીકળે છે. લાપસી, ઢોકળા, રેવડી, મુઠિયા વગેરે વિવિધ વાનગી પણ બનાવે છે.

**ગુંદર :**

ગુંદર અને મહૂડા પછીની મહત્ત્વની જંગલ-પેદાશમાં ગુંદરની સમાવેશ કરી શકાય. અમુક કાથોડી લોકો પાસે જમીન હોય છે તે ગુંદર એકઠાં કરતા નથી, જમીન વિહોણાં કુટુંબો ગુંદર એકત્ર કરવાના વ્યવસાયમાં વિશેષ રોકાયેલાં છે.

**મુસળી :**

સાબરકાંઠા જિલ્લાના વિજયનગર તાલુકાના ડુંગરાળ વિસ્તારમાં મુસળી મળી આવે છે. મુસળીની મોસમ ચોમાસા દરમ્યાન શ્રાવણ અને ભાદરવા માસમાં હોય છે. આ સમય દરમ્યાન કાથોડી કુટુંબો મુસળી એકત્ર કરવાનું કાર્ય કરે છે.

મુસળીનો ઉપયોગ ખાસ કરીને આયુર્વેદિક દવાઓમાં વિશેષ પ્રમાણમાં થાય છે. મુસળી પુરૂષો માટે વીર્યવર્ધક, શક્તિવર્ધક હોવાથી શિયાળા દરમ્યાન પાક બનાવવા માટે તેનો વિશેષ ઉપયોગ થાય છે.

**કાથોડીઓની માછલી પકડવાની રૂઢિગત પધ્ધતિઓ :**

કોથોડી જાતિના લોકો ઝરણાં અને નદીઓમાં પાણીની સપાટી પર કપડું બિછાવી માછલી પકડતા હતાં. તેઓ કપડાને ચારેય ખૂણેથી એક સાથે ઉપાડી લેતાં હતાં અને એ રીતે થોડાંક માછલાં કપડામાં આવી જતા હતાં. માછલાં પકડવા માટે તેઓ માત્ર પાતળા કપડાના ટૂકડાનો ઉપયોગ કરતાં હતાં. કોઈકવાર તેઓ તળાવ પાસે પાણીનું નાનું ખાબોચિયું બનાવી લેતાં. જેમાં તેઓ તળાવના પાણીમાંથી હાથ વડે પાણી ઉલેચીને પછી માછલી પકડી લેતાં. નદીઓ અને ઝરણાંઓમાંથી લગભગ આ રીતે માછલી પકડી લેતાં. તેઓ નદી ઝરણા આગળ એક નાનો આડબંધ બનાવતાં હતાં. હાથથી પાણીની છાલકો મારી માછલીઓને બંધની પેલી બાજુ ધકેલી દેતાં. જ્યારે બીજી બાજુ પૂરતાં માછલાં થઈ જાય, ત્યારે લાકડી કે હાથથી માછલીને મારી નાખતાં અને માછલાં ભેગાં કરતાં. નદીનું વહેણ થંભી જાય ત્યારે નાનાં નાનાં ખાબોચિયાંમાં માછલી સપડાઈ જાય છે. જે વખતે કાથોડીઓ ઝેરી ઈંગોરીનાં છોડ અને બિલીનાં મૂળ જેવી વસ્તુઓ નાખીને પગ દ્વારા તે પાણીને હલાવે છે. માછલીઓ ઝેરથી બચવા પાણીની સપાટી પર આવે એટલે કાથોડીઓના જણાવ્યા મુજબ જ્યારે નદીમાં પૂર આવે છે. ત્યારે કેસૂડા અને ખાખરાનાં પાન વગેરેની અસરથી થોડીક માછલીઓ આંધળી અને ગાંડી થઈ જાય છે. અને તેના કારણે ઝેરી અસરવાળી થઈ જાય છે. જ્યારે પૂર ઓછું થઈ જાય છે ત્યારે મોટી માછલીઓ હાથથી પકડે છે. પહેલા વરસાદે જ પાણીમાં ઝેરી અસર થાય છે. કારણ કે પછી પાનના કોવારો તણાઈ ગયા હોવાથી પાણી ચોખ્ખું થઈ જાય છે.

કાથોડી જાતિનાં લોકો માછલી પકડવા માટે વાંસમાંથી બનાવેલા એક ગોળાકાર સાધનનો ઉપયોગ કરતાં હતાં. આ સાધન બનાવવા માટે વાંસની પટ્ટીઓ અને વેલાનો ઉપયોગ કરતાં હતાં. માછલી પકડવાનું સાધન (પાંજરું)નું મોઢું નદીના ચાલુ પ્રવાહમાં,પ્રવાહની વિરુધ્ધ દિશામાં રાખવામાં આવે છે. જેથી નાની માછલીઓ આ પાંજરામાં આવી જાય છે. પાંજરાની રચના એવી રીતે કરવામાં આવી હોય છે કે એક વખત માછલી પાંજરામાં આવી જાય ત્યાર પછી બહાર નીકળી શક્તી નથી. કાથોડી લોકો સવારે વહેલા ઊઠીને નદી કિનારે માછલી પકડવા માટે જાય છે. બે-ત્રણ કલાકમાં માત્ર ખાવા પૂરતી માછલી મેળવી શકે છે. આ પદ્ધતિનો ઉપયોગ હજુ પણ કેટલાંક કાથોડી કુટુંબોમાં જોવા મળે છે.

## પશુ-પંખી વિશેનો દૃષ્ટિકોણ

ઉત્તરાયણના દિવસે પકડીને ઊડાડેલી ડૂસકી (દેવ ચકલી) લીલા ઝાડ પર બેસે તો વરસાદ સારો પડે અને સૂકાયેલાં લાકડે બેસે તો દુષ્કાળ પડે એમ માનવામાં આવે છે.તેતર વરણી વાદળી કે જેને તેઓ કાબર કહે છે. પૂર્વથી પશ્ચિમમાં કે ઉત્તરથી દક્ષિણમાં જાય તો પણ ત્રણ ઘડી કે ત્રણ દિવસમાં વરસાદ વરસે એમ માનવામાં આવે છે.

ભગવાને સૌથી પહેલાં હોલાને બધાં પક્ષીઓનો મુખી બનાવ્યો અને માનવ શિકારીઓથી પક્ષીઓને બચાવવાની જવાબદારી તેને સોંપી. આથી શિકારીને આવવાની સાથે પાંખો ફફડાવીને અન્ય પક્ષીઓને સાવધ કરવાનો પ્રયત્ન કરતો હતો પરંતુ હોલાની પાંખોનો ફફડાટ બધાં પક્ષીઓ સુધી પહોંચતો ન હતો.

જેથી અનેક અસાવધ પક્ષી માનવ અને પક્ષી શિકારીનાં ભોગ બનવા લાગ્યાં. હોલાની મુખી તરીકેની અણઆવડતને લીધે કંટાળેલા પક્ષીઓ ભેગાં થઇને વૈકુંઠમાં ભગવાન પાસે ફરિયાદે ગયાં. હોલાએ શિકારીઓથી પક્ષીઓને ચેતવવાની અણઆવડતનો સ્વીકાર કર્યો. આથી ભગવાને જોરથી હળીયો દધુળને ગુદા પર લાલ રંગનો ચાંલ્લો કરીને મુખી બનાવ્યો. આ દિવસથી દેવચકલી(ઘરચેલી), ચીબરી, પીસોટી સારા-માઠા પ્રસંગોની અગાઉથી જાણ કરતાં શુકનવંતાં પક્ષીઓ હોવાથી તેમનો શિકાર કરવામાં આવતો નથી.

**કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્ત્વ**

કાથોડી સમાજમાં ગોત્ર બહાર લગ્ન કરતાં નથી અને એકજ ગોત્રના લોકો ભાઈ ભાઈ થાય છે. પિતાનું ગોત્ર નામ પુત્રને વારસામાં મળે છે, અને સગીર દીકરો બાપ સાથે રહે છે. બાપનાં વંશ ઉપરથી પેઢીઓ ગણાય છે. વ્યક્તિનું સાચું ઘડતર તેના કુટુંબમાં થાય છે તેથી કાથોડી સમાજમાં લગ્ન પછી પુત્રો જુદાં રહેતાં હોય છે. જે કુટુંબમાં ફક્ત એક જ પુત્ર હોય તેજ સામન્ય રીતે મા-બાપ સાથે રહેતાં હોય છે. કાથોડી સમાજમાં મોટાભાગે વિભક્ત કુટુંબો વધું જોવા મળે છે. કાથોડી સમાજમાં માતાને વધુ દરજ્જો આપેલો હોય છે કારણ કે પિતા કમાણી કરવા અથવા મજુંરી કરવા માટે બહારના ગામડામાં જતા હોય છે તેથી બાળકોને સાચવવાની જવાબદારી માતાની હોય છે.

સાસરીમાં જમાઈને પૂરતું માન આપવામાં આવે છે છતાં અપુત્ર સસરાની સંપત્તિમાં તે કાયદેસર

હક્કદાર નથી. સાસરીમાં તે ઘરજમાઈ રહી શકે છે પણ મિલ્કત દીકરીના નામે ચડે છે. દીકરીના મૃત્યુ પછી પુત્રોના નામે ચડે છે. સાસરીમાં સાસુ, સસરા, સાળા વગેરે સંબંધીઓના મૃત્યુ પછી શોક ભગવાનની સામાજિક વિધિ કરવાનો અધિકાર જમાઈનો હોય છે. તે આવા પ્રસંગે ગોળ વહેંચીને શોક ભગાવે છે.

**અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા**

કાથોડી સમાજમાં પણ અન્ય સમાજની જેમ ઉચ્ચ-નીચના ભાવ જોવા મળે છે તેમાં ચમાર જાતિને નીચા માને છે. તેમાં ખાવા-પાણીથી માંડીને રોટી વ્યવહાર પણ કરતા નથી. કાથોડી સમાજની આસપાસમાં રહેતાં લોકોને આદિવાસી છે એવું માની ને પોતે બીજા સમાજો કરતા અલગતા ધરાવે છે એમ માનીને વર્તાવ કરતા હોય છે. કાથોડી સમાજમાં બે ઉપજાતિયો છે. જેમાં ઢોરકાથોડી અને સોનકાથોડી અથવા ઢોર-કાતરી અને સોન-કાતરી કહે છે. સોનકાથોડીઓ ગાયનું માંસ ખાતા નથી. પરંતુ ઢોર કાથોડીઓ ગાયનું માસ ખાય છે. જેથી તેઓ નીચા ગણાય છે.

કાથોડી જાતિના લોકો ચમાર, મહાર, ભંગી અને મુસ્લમાનો સિવાય બધાના હાથનું ખાય છે.પરંતુ કોઈપણ બ્રાહ્મણનું પણ જૂઠું કયારેય ખાતા નથી તેમના હાથનો પ્રસાદ ખાય છે. કાથોડી સમાજમાં અદ્‌ભૂત સામાજિક સમરસતા જોવા મળે છે અહીં ઊંચનીચના કોઈ ભેદભાવ નથી. પોતાની આવડત પ્રમાણે અલગ અલગ વ્યવસાય પણ કરે છે. તેમ છતાં મુખી, રાજા, સામંત, ધર્મગુરૂ, ભગત ભૂવા વગેરેને ઊંચું સ્થાન મળે છે. વારસામાં સ્ત્રી-પુરુષ બંનેને સમાન હક્ક મળે છે. તેમના વ્યવહારમાં આદિવાસી પરંપરા પ્રમાણે

વંશ, કુળ અને ગોત્રની વાડાબંધી છે.

**મનોરંજનની રીતો**

કાથોડી સમાજના બાળકોએ સીંતોલી, અંટી(લખોટી), આબલી પીપળી, ધૂળથપ્પી, વેચ પાટા, કૂકડી તારા ઇંડા, લંગડો પથ્થર પોતાની દેશી રમતો રમતાં હોય છે. હોળીના તહેવારોમાં પાંચ દિવસ સુધી નાચતા નાચતા પૈસા ઉઘરાવે છે. તે પૈસાનું તેમને જેટલા વ્યક્તિઓ જોડાયા હોય તે બધા જ માણસોએ ઉઘરાવેલ સીધાનો ભાગ પાડીને અથવા રાંધીને ખાઈ જાય છે. લગ્નમાં ઢોલકી વગાડીને નૃત્ય કરતા હોય છે.

કાથોડી સમાજ હોળી, ધૂળેટી, દિવાળી, જન્માષ્ટમી જેવા પરંપરાગત તહેવારો ઊજવે છે,પરંતુ અહીં હોળીનું સવિશેષ મહત્ત્વ હોય છે. લાકડાંની હોળી પ્રગટાવી તેની વચ્ચે બે મોટાં વાંસ રોપવામાં આવે છે. ગામના આગેવાન કે બહાદુર યુવાન સળગતા વાંસ લઈને દોડે છે. બાકીનું ટોળું તેને પથ્થર મારે છે. દોડતાં દોડતાં વાંસને તે નદી કે કૂવામાં નાખી દઈ બૂમો પાડતો હોળીને ઠારે છે, પછી આખી રાત ઢોલના તાલે નાચગાન અને શરાબની જયાફત ઊડે છે. હોળી માટે ઢોલ લઈને ભ્રગ માંગવામાં આવે છે. તેમાંથી જે રકમ ભેગી થાય તેની મિજબાની કરે છે. બીજે દિવસે કાદવ, કીચડ, રાખોડી અને છાણથી ધૂળેટી રમે છે.

## સમાજની ભાષા

### ભાષાનો ઇતિહાસ

''આદિમ એટલે આરંભ, ઉદ્‌ભવ અથવા સંસ્કૃતિના ઉષઃકાળનું, આદિમ એટલે પ્રથમ અથવા પ્રાથમિક એવો અર્થ થાય છે. ઇવાન્સ પ્રિચાર્ડના મતાનુસાર આદિમજૂથો એટલે એવા જૂથો કે વસ્તીક્ષેત્રે અને સામાજિક સંપર્કની દૃષ્ટિએ નાના ધોરણોનાં જૂથો કે વસ્તીક્ષેત્રે અને સામાજિક સંપર્કની દૃષ્ટિએ નાના ધોરણોનાં જૂથમાં અને વધુ પ્રગતિશીલ સમાજની તુલનામાં સરળ, ઔદ્યોગિક અને આર્થિક ક્ષેત્રે પછાત હોય છે અને જેમનામાં સામાજિક ક્ષેત્રેનાં કાર્યોમાં વિશેષીકરણનો અભાવ જોવા મળે છે.''૧

''કાથોડી જાતિને કાથુડિયા અથવા કાત્કરી તરીકે પણ ઓળખવામાં આવે છે. એથ્નોવાનના મત પ્રમાણે કાત્કરી શબ્દ મરાઠી ભાષાના 'કાત'અથવા 'કાથ' ઉપરથી ઉતરી આવ્યો છે. જેનો અર્થ 'કાથો' થાય છે. આ જૂથ ગુજરાત ,મહારાષ્ટ્ર,રાજસ્થાન, કર્ણાટક અને દાદરા નગર હવેલીમાં વસે છે. ભૂતકાળમાં તેઓ ખેરનાં વૃક્ષમાંથી કાથો પાડવાનુ તથા લાકડામાંથી કોલસા પાડવાનું કામ કરતા હતા. વિકાસથી વનના વિનાશને કારણે તેમની પાસે પડેલી આ કળાનો હ્રાસ થયો છે. આ જૂથનો મુખ્ય વ્યવસાય વનપેદાશો એકત્ર કરવાનો અને ખેતમજૂરી તથા છૂટક મજૂરી કરવાનો છે.'' ૨

કાથોડી આદિમ જૂથોની વસ્તી ગુજરાત રાજ્યમાં અલગ-અલગ વિસ્તારોમાં વસવાટ કરે છે. અહીં દક્ષિણ ગુજરાતમાં અલગ-અલગ ગામમાં વસતા કાથોડી જાતિની ભાષા મળે છે. કાથોડી આદિમ જાતિની કોઈ એક ચોક્કસ પ્રદેશમાં કે ભૂભાગમાં વસ્તી જોવા મળતી નથી. કાથોડી જાતિનાં અલગ-અલગમા ગામમાં તેમની થોડી-થોડી વસ્તી જોવા મળે છે. તેથી મોટે ભાગે તેમની ભાષા પર જ્યાં તેઓ જે ગામમાં વસવાટ કરે. તે ગામમાં બોલાતી ભાષાનો કાથોડી ભાષા પર અસર પડે છે. કાથોડી જાતિના લોકોનો ગામના છેવાડે રહેઠાણ વિસ્તાર હોય છે. તેઓ મોટે ભાગે ખેત-મજૂરી કે શેરડી કાપવાના વ્યવસાય સાથે સંકળાયેલા છે.

કાથોડી ભાષા મૂળ ભીલી કુળની ઇન્ડો-આર્યન પરિવારમાં આવે છે. કાથોડીની વસ્તી દક્ષિણ ગુજરાતમાં ડાંગ, વલસાડ, નવસારી, દાદરા-નગર હવેલી, સુરત, તાપી, નર્મદા, ભરૂચ વગેરે જિલ્લાઓમાં વસે છે. 'કાથોડીની કુલ વસ્તી ૧૦,૫૪૬ છે.'૩.

કાથોડી આદિમ જૂથની વસ્તી અલગ-અલગ ગામમાં ખૂબ જ સીમિત હોવાથી જ્યાં વસે છે ત્યાં બોલાતી બહુમતી ભાષાની અસર પડે છે. તેઓ દા.ત., માવચી આદિવાસી વિસ્તારના સમુદાયમાં સાથે રહેતા હોય તો ત્યાં તેઓ કાથોડી ભાષાને બદલે માવચી ભાષાનો ઉપયોગ કરે છે. દહેવાલી ભાષાના સમુદાય સાથે રહેતા હોય તો તેઓ દહેવાલી ભાષાનો ઉપયોગ કરે છે . પોતાની ભાષાનો ઉપયોગ પોતાના સમુદાય પૂરતો જ કરે છે. જ્યારે તેઓ બહાર બજારમાં કે અન્ય જગ્યાએ જાય છે ત્યારે તે ત્યાં બોલાતી ભાષાનો ઉપયોગ કરે છે. કાથોડી ભાષા પર સૌથી વધારે પ્રભાવ ડાંગી ભાષાનો છે. પોતાની ભાષામાં

તેઓ લગ્નગીત, લગ્નવિધિ, હોળીગીતો, તહેવારનાં ગીતો, વાર્તા, થાળીકથા, ઉખાણાં વગેરે પોતાની ભાષાનું મૌખિક સાહિત્ય છે. કાથોડી ભાષામાં લેખિત સાહિત્ય જોવા મળતું નથી.

## ૨. ભાષાની વિશેષતાઓ

**૧.ઉચ્ચારણ વિષયક મુખ્ય લાક્ષણિકતાઓ-**

**૧. કાથુડી-નાયકી ભાષામાં 'સ' નો અઘોષ 'સ' જ રહે છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| સોનાં | સોનું | સકાઈ | સવાર |
| સુરત | સુરત | સોનખાંબિયા | સોણખાંબિયા |

**૨.'શ'નો 'લા' તથા 'આ'અઘોષ પર મોટો 'ઇ' અને 'ઉ' અનુસ્વાર લાગે છે. :**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| આવુલા | આવીશ | ખાવુલા | ખાઈશ |
| જાવુલા | જઈશ | કરુલા | કરીશ |

**૩.'ળ'  નો 'ય' ઘોષમાં પરિવર્તન થાય છે**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| આવયા | આમળાં | હય | હળ |
| સકાય | સવાર/સકાળ | | |

**૪. કેટલાક શબ્દોમાં 'ઉ'નું 'ઈ 'સ્વરમાં પરિવર્તન થાય છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| ઇશાં | એવું | તીશાં | તેવું |
| જીસાં | જેવું | કિશાં | કેવું |

**૫.  'ડ'નો 'ળ' માં પરિવર્તન થાય છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| ઝાળ | ઝાડ | ગદળોં | ગધેડુ |
| ગોદળાં | ગોદડું | બીળી | બીડી |

**૬.'છ'નો 'સ' ઘોષમાં પરિવર્તન થાય છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| સાતી | છાતી | સાશ | છાશ |
| સાતરી | છત્રી | | |

**૭. 'ણ'નું 'ન' ધોષમાં પરિવર્તન ન થાય છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| ચના | ચણા | કોન | કોણ |
| કોના | કોનુ | દાના | દાણો |

**૮. 'હ' પૂર્વે 'અ' સ્વરમાં પરિવર્ત થાય છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| આળકા | હાળકું | આહા | હસે |

**૯. ગુજરાતીમાં શબ્દો આરંભે આવતો 'હ' કાથોડી-નાયકીમાં 'હ' જ થાય છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| હાત | હાથ | હશા | હોય/હશે |

| | |
|---|---|
| હય | હળ |

૧૦. પ્રયત્નલાઘવને કારણે સંક્ષેપીકરણ કે સરલીકરણનું વ્યાપક વલણ જોવા મળે છે તેથી શબ્દનું રૂપરિવર્તન થાય છેઃ

| કાથુડી–નાયકી | ગુજરાતી | કાથુડી–નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| તાહાલ | ત્યારે | ઈશાં | અહીં |
| નીંગા | નીકળી | આપલા | આપણા |

**૩.વ્યાકરણ વિષયક લાક્ષણિકતાઓ**

**૧.બ.વ. ‘લા’ પ્રત્યય લાગે છે.:**

| કાથુડી–નાયકી | ગુજરાતી | કાથુડી–નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| આમલા | અમે | તુમાલા | તમારું |
| આપલા | આપણું | | |

**૨.બીજી વિભકિત પુલિંગમાં ‘ને’ ને બદલે ‘શ’ પ્રત્યય લાગે છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| બાહાશ | પિતાજીને | ભાવુશ | ભાઇને |
| કાકાશ | કાકાને | મામાશ | મામાને |

**૩.બીજી વિભક્તિ સ્ત્રીલિંગમાં 'ને ' ને 'લા' પ્રત્યય લાગે છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| આશલા | માતાને | બીહીશલા | બેનને |
| વોહુશલા | વહુને | ફુસજલા | ફોઇને |
| કાકીશલા | કાકીને | | |

**૪.ચોથી વિભક્તિમાં પુલિંગ અને સ્ત્રીલિંગમાં 'સાથે' ને બદલે 'આરી' પ્રત્યય લાગે છેઃ**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| બાહાશ આરી | પિતાજી સાથે | આયા આરી | માતા સાથે |
| ભાવુશ આરી | ભાઇ સાથે | બોયુઆરી | બેન સાથે |

**૫.પાંચમી વિભકિત પુલ્લિંગ અને સ્ત્રીલિંગમાં 'થી' ને બદલે 'કન' અને 'માંથી' ને બદલે 'ની' પ્રત્યય લાગે**

છે.

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
| --- | --- | --- | --- |
| લાકળાકન | લાકડીથી | હાતાકન | હાથથી |
| ઘોરોતની | ઘરમાંથી | પાયામેને | પગમાંથી |
| ઘોગીની | ગળામાંથી | | |

**૬.છઠ્ઠી વિભક્તિ પુલિંગમાં 'નો', 'ની' ,'નો' ,'ની','ના' ને બદલે 'ના' પ્રત્યય લાગે છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી |
| --- | --- |
| મોરના | મોરનું |
| બાહશના | પિતાજીના, નો, ની, ને, નું |
| મામાશના | મામાના, નો, ની, નું |

**૭.છઠ્ઠી વિભક્તિ સ્ત્રીલિંગમાં 'નો', 'ની', 'નું', 'ના', 'નું', 'ના' ને બદલે 'ની' પ્રત્યય વપરાય છે.**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
| --- | --- | --- | --- |
| આયાશની | માતાની | નયીશની | નદીનું |
| બિનીશની/બોયુશની-બહેનનું | | | |

૮.સાતમી વિભકિતમાં પુલ્લિંગમાં 'માં' ને 'માં' પ્રત્યય લાગે છે.

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| ટોયામાં | ટોળામાં | ડંગરમાં | ડુંગરમાં |
| ખેતરમાં | ખેતરમાં | જાતરામાં | મેળામાં |

૯.સાતમી વિભક્તિ સ્ત્રીલિંગમાં 'મા' ને 'ઇમ' પ્રત્યય લાગે છે.

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| પોસીમ | છોકરીમાં | સાલીમ | શાળામાં |
| નોયીમ | નદીમાં | | |

૧૦.ભવિષ્યકાળમાં પહેલો-બીજો પુરુષ એકવચનનાં રૂપોમાં 'ઇશ' ને બદલે 'હીશ','હાશ' પ્રત્યય વપરાય છે.

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| યેનીહીશ | આવી | જાહાશ | જઇશ |
| દોવાડોહશ | મોકલીશ | | |

૧૧. સહાયક 'છે' નાં રૂપોમાં અંત્ય સ્વરનો 'આહા' પ્રત્યયમાં પરિવર્તન થાય છે.

| કાથુડી-નાયકી | ગુજરાતી |
| --- | --- |
| ઇં કોન આહા? | આ કોણ છે ? |
| ઇં પોસા આહા. | આ છોકરો છે. |

૧૨. કાથુડી-નાયકી ભીલીમાં ક્રિયાપદના રૂપ માટે 'લા' રૂપમાં એ પ્રત્યય ક્રિયાપદનાં આજ્ઞાર્થી બહુવચનને લાગે છે દા.ત. 'ખો' એ ભીલી આજ્ઞાર્થી એકવચનનું રૂપ છે અને બહુવચનનું રૂપ છે 'ખા' તેને 'લા' એવો પ્રત્યય લગાવીને 'ખાવુલા', 'પીવુલા', એવું ક્રિયાપદનું મૂળરૂપ બને છે.

૧૩. કાથુડી-નાયકી ભીલીમાં કેટલાક નામોનાં પુલ્લિંગ અને સ્ત્રીલિંગ રૂપો જુદા-જુદા સ્વરૂપમાં હોય છે.

| કાથુડી-નાયકી | ગુજરાતી |
| --- | --- |
| બોયીલ-ગાવળી | બળદ-ગાય |
| બકુળ/બકળી-લવારી- | બકરી-બકરી |
| પાડા-પાડલી | પાડો-ભેંસ |

૧૪. કાથુડી-નાયકીમાં કેટલાંક નામો અપવાદરૂપ નપુંસકલિંગ સ્વરૂપમાં વાપરવામાં આવે છે.

| કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|
| માસં | માછલી |
| બોયીલ | બળદ |
| વાનર | વાંદરો |
| સાંબર | સાબર |

૧૫.કાથુડી-નાયકીમાં કેટલાંક નામો પુલ્લિંગમાં જ વપરાય છે, સ્ત્રીલિંગ વપરાતા નથી.

| કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|
| વાગ | વાઘ |
| ડોયા | આંખ |
| ચાંદ | ચાંદ |

૧૬. કાથુડી-નાયકીમાં કેટલાંક નામો માત્ર સ્ત્રીલિંગનાં રૂપમાં જ વપરાય છે.

| કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|
| ચાંદુલિયા | તારા |
| લાકડ | લાકળી |

| | | |
|---|---|---|
| | ભીમટીં | ભ્રમર |

**૧૭ ભીલીનાં પુરુષવાચક સર્વનામ નીચે મુજબ છે.**

| | **એક વચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | માઆ | હ | આમુ | અમે |
| બી.પુ. | તુ | તુ | તુમી | તમે (પુ) |
| ત્રી.પુ. | તો | ત(પુ.) | તે,તી,ત | તેઓ (સ્ત્રી) |
| | તી, તે | | તે(સ્ત્રી) | |
| | તીં | | તે(નપુ.) | |

**૧૮. પ્રશ્નવાચક સર્વનામ**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કોન | કોણ | કોનના | કોનું, કોના, કોની |
| કેવ | ક્યાં | કદી | કયારે |
| કોળાક | કેટલાક | કીશાક | કેવું,કેવો |

| | | | |
|---|---|---|---|
| કેશાક | કેવી રીતે | કીના | ક્યું,ક્યો |
| કાશા | કેમ | કાય | શું |

**૧૯. દર્શક સર્વનામ**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઓઠો | આ | હોયા | એ |
| હોયા | ત | હેનીયા | તેઓ |
| હી | તેણી | હોયા | તેણીઓ |

**૨૦. ક્રિયાવિશેષણો**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આતા | હમણા,અત્યારે | તાહા | ત્યારે |
| ઘેડીક | થોડી વાર પછી | લાહા | જલ્દી |
| હેસનીજ | પછી | તુરુત | તરત જ |
| બાગોજ | ધીરેથી | તાબળતોળ | ઉતાવળે |
| રોગાય | ગુસ્સાથી | ભોળમા | ભોળપણમાં |

૨૧. કેટલાંક આજ્ઞાર્થીરૂપો

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| ઉભા | ઉભા રહો | | |
| દાહાદોશ | દોડ - ચાલ | બીશ | બેસ |
| મોશળી | ઘસવું-ઓળવું. | દવાળ | મોકલવું |

૨૨. વર્તમાનકાળનાં કેટલાક ઉદાહરણ

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
| પ.પુ. | આતા જાવુલા | હું જાઉં છું | આમુ જાયજુહન | અમે જઇએ છીએ. |
| બી.પુ. | તું જાવુલ | તું જાય છે. | આમુ જાયજુહન | અમે જઇએ છીએ. |
| ત્રી.પુ. | તો જાહાય | તે જાય છે. | તુમી જાયજુહન | તમે જાવ છો. |
| | | | તે જાતહા | તેઓ જાય છે. |

૨૩. ભૂતકાળનાં કેટલાંક ઉદાહરણો :-

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
| પ્ર.પુ. | મા ગિયેલ | હું ગયો હતો. | આમુ ગિયલા | અમે ગયા હતા. |
| બી.પુ. | તુ ગિયેલ | તુ ગયો હતો | તુમી ગિયલા | તમે ગયાં હતાં |
| ત્રી.પુ. | તે ગિયલા | તે ગયા હતા | તે ગિયલા | તેઓ ગયા હતા. |

**૨૪. ભવિષ્યકાળનાં કેટલાંક ઉદાહરણો**

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
| પ્ર.પુ. | મા જાહા | હું જઇશ | આમુજાય જુહુન | અમે જઇશું |
| બી.પુ. | તુ જાહા | તું જઇશ | તુમી જાય જુહુન | તમે જશો |
| ત્રી.પુ. | તે જાહા | તે જશે | તે જાયજાહ | તેઓ જશે |

**ભાષાના નમૂના**

**વાર્તા - પોસ્લીયા પોસા**

એક પોસલીયા પોસા હતા. તે દિને રોજ ગાવળી સોળીને ચારુલા એખલા જાહસ, એખલા જ ગાવળી સોળીને ચારુલા એખલા જાહાસ.રામલા પાટલાની પોસીને,કારભારીની પોસી ઢોરકિયા સે મીળીને હારી ચારા જહાસ. દોન પોસ્યા કાય વિચારહસ કા ઘોગીની હાર કાઢી સાવરના ઝાડ વર ટાકી દેહાત, મગ પોસલિયા સાંગે હાર કસા ટાંકી દિના? મગ પોસ્યા સાગજહજ  હાર પાડી દિશા તે આમના નવરા. તુના સારખા સેન્ટિયા પોસા નીકટા ચોઢી હેરોહજ, કાય હેરાહજ  પન ચઢાઇ જ નીહી. સેલ્લે પોસલીયા ચઢીહોજ તો પાડી દેહે. તે સેન્ટિયા પોસા હસોઅત ઓ જ રે કારભારી જવાંહા રે ઓ જ રે પાટલા જવાહાં રે તો પોસલીય નીહી  તો રાજા ગોઠવાઇજો. આમી પોસલિયા રહના રહના મગ તઠુન રહના તા તો હારી પાડી દીધા. મગ કાય આખોહો મોઠી નયીલા ડોહાર્યા જાવુલા આહા. આખા ગાંવા લોક બારાપાડા લોક ડોહાર્યા નીંગના તાહાં તો ‘નાચાન-મોહલી’ સે ગીયા તા તો આખે જ ડહાર્યા કોની પાવરી વાજહોં,કોની પાવી વાજહો, આખા જ ડોહાર્યા નાચુ ન ગીયા પોસલિયા માગુન જાહાં કાંબુઇના જેઝલુ ખાંદા વર થોવીને આસલા આખોહ આયા માહી જાહા વો ડોહાર્યા. આયા આખોહ આબા તુ કાતુન લોદી લઇસીલ યે રો.હાતી તો પોસલિયા એખલાજ નાચાન મોહલી સે ગીયા.પોસલિયા એખલાજ ફીરી ફીરીને નાચહો ડોહી નીંગીં ગીયી. રિહોય રંબુ, રિહોય કાય કરુ હાત નીગહાત મગ પોસલીયા કાય કરોહશ ગુદુન મડોહ આન આડવા થોવી દેહોના આટાળી દેહે ડોહોમા. મોટલો માંસો પાર્યા ઇશા તીન મોઠા માસા મારાત તીને એખલો પારખીને ધરી આટળાહા આને એક કારિયા જ  તેની ગુદુન ઉખલી દીધા ચારી ચોકારલા ડોહી પડી ગિયેલ પન પાટલાની પોષીન કારભારિયાની પોષી લી જાઉલા જોડહે નઇ વહી જ વહી જાવુલા જોઇજે.

હાતી બેની હવાતી ડહાર્યા પયનાત. દોય-પોસિયા વહી જાહસ. ડોહાર્યા આખા ઉતારા,ઉતારા કાઢા રા કાઢા પોસિયા. પોસલિયા માંસે દબાડીને થવો માંસે થોવીનબા જાહાય યેરા પોસલિયા યેરા પોસલિયા દોય પોસિયા વહી જાહસ યેરા યેરા. પોસલિયા જાગ્યે પડીયો કારબારિયાની પોસીને કાઢોહસ તાહાં તો તીન્હીં ગાંડી ચાડી જ નીહી. મગ તઠુન જાહસ બાગરો બાગરો પાટલાની પોસી કાઢહો. આખી રહીત ડહાર્યા ઓહા લાગ્યા 'પાટલા જવહાં રે કારબારિયા જવહાં રે પોસિયા કાડિયા ડોરોમેને એલાલુજ દા પડી રે' ઇશા કરી હસો. હસતા હસતા લોક વાટો લાગનાત પોષાઇલા લીન. પોસલિય રહનારનાર ચાલ રા પોસલિયા. પોસલિયા આખોહ મા યીહી જ ચાલ જ તીયા મોઠા માંસા કાડિયા તે થોડાક દુર જાહાસ પોસલિયા તીન મોઠા માસા લીન જાહાસ.આયા લે માંસા. થોડા ફુજી થવો દે થોડાક રાંધી ખાંઉ. એક પાટલીય કાય આખો કારબારી કાય આખહો પોસલિયા ઇશલા મોટલા માંસો કિશાક માંસા લે યેના આન ડોહાર્યા કડલુક માંસાલે યેના. મગ તટુન કાય કારબારી ને પાટલિય સાંગહ પોસલિયને પોસ્યા દીદા પડી તે, તહા તો પાટલાની પોસી કારબારિયાની પોસી તહી જ વરાડ કીહી દેના. એક જ માંડ વા વરાડ કરી દીધા પછી રહના રહના ને મોઠી પાટલાની પોસી મીહિના રિહી ગયા. કારબારિયાની તા રેહના તો પાટલાની પોસીના પોસા જાયા તો બારે ગાંવાલા તેને જેવાંણ દીવલા પોસલિયા રાજા રહની રહની મગ બારીક બાયકોસ રહની તાં તી કાય આખોહ એકે ધાવડિયો તેરા ભાવડિયા દી ટાકનોશ બાર પોસાં એક પોસી તેરકા બાઇ તેરા ભાવડિયા દીધા મગ છુટી એરા હોયુલા તો તેરા મોઠી સોવતીશ સોયારિલા ઢોગલી સાગ જ તાતો તે મુડરા સીરાવ થવાહા, કુરકલી, સીબલી થવી કાય, થવ્યો બારાકા તેરા વહાણ તા થઇ દેના દબાણ કયો જીજ પડે તી

કેશિયા દાદા આમી  શેરની ખાતીમ આહના જીજ પડે તી શેરની ખાતીમ જીજ પડે શેરની ખાતીમાં પોસા ટાકોહુન સુયારીના મોઠી સોવતી તેરા પોસા કાય આના. રાજાના તા કાય આખા પેલી દુબાડી ટાકા તીન્હી યેતાહા તો કાય આના.રાજાના તા કાય આખો પોસી બારીક સોવતી જ કાય દીલની શેરાવી ડોવલિયા દુબડા, ડાલકિયા, કુરકલિય દિલની તે ઇશા સાંગી દીધાને અખશા પોસા શેરનાય ખાઇજીના જો ભગવાનની કુતરીલા વાઇની તે બિચારી કુતરી વાવાડી ખાવડી તા પોષા શેહના કરી ટાકા. કુંબારીના આયા આખોજ ઓ રાજા પોસલિયા માલા દી રો ખત. લીજો પોસા પોસુલા માના પોસાય ખુબ. ફુરકીયા હાકીયા બોઇ કુંભારી બારા-તેરા પોસા લી ગીયી. અખ્યા પોસ પસુલા આખીને ખત માગહો પોસાતે આંગળવો ચીંગળવો કાય કરહો કોની ચાલહો પડવો પાઠવે પાઠ એટલે તે સારખા જ ને તેરકા હાની તી ઉસાર તે હુસાર તેરા ભાવડિયા તેબી તી બારીક સોવતી આખા લાગી કુંબારીના ખત નકો દીશીલ હાં નકો દીશીલ પોસા જો વનવાસમા ટાકી યેજો વનવાસમાં ટાકુલા હેરની તે અખે પોસાલા ચીગુળ, આગુળલા તિયાર કરુલા કુભારીના અખ્યા તે ચુને-ચુને ખંદાલા ટાકી યેના. ટાકી યેના તેરા ભાવડિયા. તા તેરકાબાઇ ચડની વડા વર, વડા વર ચડી બારા પોષા રીના ભોય. રવાતાહા, કાંઇ રડતા, કાંઇ ચાલતાહા બીહીનીશની હેળની ની સોટી મળનીશ એક સોટી દી દીજ સાબર બનાવી દીધા કાય બારા પોસા ભુઇ રિયા તે રીહિનીશ ઉચે ભેખડામ ડોલા આંહવે નીંગતહે આહવે નાકા ઉતેહે નાકાવેરે મુરી ઉતહે પાય પીતાહ પાસે તા ઉકાલો નીગેહે થુબાહી પાંય પીતાહા કાંય કોતહા કાય જુલાતા, ગાંડાય કોતહા, જીવતાહાં સાબર બનાવી દીધા એટલે જીવતીહા. જો-જો કાય નીગ્યા રામદેવ આપલે ખરા, લશમન દોય ભાવુ જંગલામાં ફીરુલા ગયા. જંગલામ ગીયા એટલે

'અટના વાટ ચળ દેવા જતર કર પાની નકો પીસા યે મારા ભાઇ છે.' તેએક જ પેટમાં જીવની આહા તેની કર દબાડકીલ એટલે વનવાસલા ટાકી ગિયેલ પોસા મોટલા આહે, મી બારીક પોષી જો પરણુલા હોય તો યીલ. એક ડ સારના સાજા હતીસરની ડોલી લીન ગીયા.ધાવ્યા લીધા ડોક્યા કાતુરલા, ડગની ફડકી લીધા કાહી લીધા. ઓ ગીયા તાં તો સાંબર નારો ખુબ સાબર એ આમચા મારસા નકો, મારસા નકો મારા ભાઇ છે. ઇંરહુન જ આખોહ તીયીન બા ઉતારી ઇયાહાન કાય કોજી ? તે પાસી ઉતરી પડની એક સોટી દે તાંવ તો પોસા, એક - એક સોટી દે તાંવ તો પોસા સોટી કે દીન પોસા બનાડીયા, મગ ડોકી મગ ડોકી કાતરી દીધા ડગલી પોવી દીધા, આંગળનારા આંગળહશ, ચાડી- ડગલી પવહોસ, પોવી લીધા તે રાજા તેરકા બોઇને લી જાહોશ પરણી લગીન કરીન લી ગીયા.જગનાથજગનાથપોસાલા બનાડત કાહી તે કરા બોઇલના તીન ચાર પોસા હુય ગિયાત વધનાથ,તીરથનાથસઘળાલા બાપ કરી દીધાત કાહી કરી દીધાત, મગ સગયાના પોસા બારા ભાવળિયાના પોષા હુઇ ગીયાત. કોનાના દોન હયાત કોનાના એક હુયાત આન તેરકા બાઇના પોષા કાય કરા બારા પોસીનીહ ગાળિયા તીનહી ગાડી ચાસનાત ગાડયા આસલા દબાણ કીયા પન ચાલનાત ગાડીયા આતા આપલ્યા ગામમાં ગાડીયા યેનાત ઇશા લોક સાંગનાત ગાડીયા કેવ જાહાસ? ગાડીયા કેવ જાહાસ? એ તે પોસલિયા રાજાને અઠો જાહાસ આ તે પોસલિયા રાજાને ઓઠ જાહસ. પોસલિયા રાજાને ઓઠે જાહસ. પોસલીયા હયાત હુઇ ગુયા ગાડી કયાત નીહી,ગાડી નીહી, કુટુંબ નીહી, વોળખ્યેલ નીહી, ગાડી કાશવર આન્યા. તીન્હી મા ચાપાળાવર બીસી રેન્હી તાં તો લીલાબાઇ છેલ્લી પરણી તેરકાબાઇ ઉસાર પોસીની જાત કહોવાઇ જો તેરકાબાઇ આશવર જાહાયને કુદ-પડની મગ પોસા ગીયા કુદી

૫ડ ના દુસરા ગીયા બારા પોસા-પોસી વાટની હેવની તાહા તાહા રાજા વરહુન હેરાહ કાય ચલી આની કાય કરી દીધા હેરી જ રહના, મગ સાંગહ બાહાશ કઠો ગયા બાપ કોઠો ગયા બોલહો તુમી સારખા પોષા તાહા તે ચઢી જ બિનારા રો ના આમની આસલા વખા દાખવલ આ તુને સોસતીશવર રાખી. આ જીશ પોષા હોવતી તે શેરની ખાધી જીજ પોષા હેરના તે શેરની તે ખાધી કુતરી ખાવડી ખાવડી સેરની કુભારી તે નાયન તીનાહ તુની વનવાસ ટાકી દવાડશ ૫ન આમની બીન્હી ઉસ્તાદ હોતી તેરકા બાઈની આમહાલા બચાડાત તીન્હી ઘર ઘસી કાઢા આમ્હાલા ડોક્યા કાતરી ટાક્યાત, ડગલી ફાડકા પોવાડી, ચાડી ફડકા બનાડાત રહીત હેર બાબા તુ સુયારીના મોઠી સોવતીશ ગુલામ ખાઇ કીહી આમની રહીત હેર કાહી આમની આશલા બીહજા આશલા ફડકા લાગહે કુભારીના માયના ભેટી આનાત એ ગાડીયા ગીયાત તઠુન તાહા સોયારીન ડોસીના ઘરા આતા માહા ડોઅ આહા તીન્હી હી ઘરા સોવતીશ હી ઘરા ઇશી ગુલામી ની કરુ. જલા દી ચોતરાહે કામ કરુલા .

*માહિતીદાતાઃ નવસીબેન કાથુડ, ઉંમરઃ-૭૨, સમય ૮ કલાકે, તા.૧૪/૪/૧૧, ગામઃ રાવજીબુંદા તા.ઉચ્છલ જિ.તાપી*

## ગુજરાતી અનુવાદ

### વાર્તા : નમાયો -છોકરો

એક નમાયો છોકરો હતો. તે દરરોજ ગાયો ઘરમાંથી છોડીને ચારવા માટે એકલો જ જાય છે. ગામ પાટીલ અને કારભારી(સેવક)ની છોકરીઓ ગાયો છોડીને ગામના ગોવાળો સાથે મળીને ચારવા માટે લઈ જાય છે. આ બન્ને છોકરીઓએ વિચાર કર્યો અને ગળામાંથી હાર કાઢી સીમળાના વૃક્ષ પર હાર નાખી દે છે. પછી નમાયો છોકરો કહે હાર કેમ નાખી દીધો? છોકરીઓએ કહ્યું કે આ જે હાર પાડી આપે તે અમારો વર. બીજા ગોવાળીય જુવાન છોકરાઓ ચઢી જુએ છે પણ ચઢાતું ન હતું. છેલ્લે 'નમાયો છોકરો'ઝાડ પર ચઢે છે, ને હાર પાડી આપે છે.બીજા છોકરાઓ ખૂબ હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ઓ.. જ રે... પાટીલનો જમાઈ રે કારભારી નો જમાઈ રે ..એમ કહીને ખુબ હસવા લાગ્યા. તે નમાયો છોકરો નહીં તે રાજા કહેવાય. વિધવા ડોસીને ત્યાં હસતા, રમતા, કામ કરી મોટો થયો હતો. એટલે તે એક સામાન્ય માણસ નહિ તે રાજા કહેવાય છે. થોડા દિવસ પછી શું થાય છે કે આખા ગામના બારાપાડા ગામના લોકો નદીમાં માછલી પકડવા 'ડોહાર્યા' નીકળે છે. નદીમાં જતા 'નાચનમોહની' ગયા ત્યાં બધાં કોઈ પાવરી વગાડે છે, કોઈ વાંસળી વગાળે, ગીતો ગાય, બધા જ ફરી-ફરી નાચવા લાગ્યાં. નમાલો છોકરો પાછળથી એકલો જ જાય છે. ઝેજલું ખોબા પર મૂકી એકલો જ જવા નીકળે છે માતાને કહે છે કે મા હું પણ જવાનો છું. ડોહાર્યો. મા કહે છે દીકરા તું શું લઈ આવશે ? તને શું પકડતાં આવડશે? નમાયો છોકરો એકલો જવા

નીકળે છે. 'નાચન મોહની' ને ત્યાં ગયા પછી નમાલો છોકરો એકલો જ ગીત ગાય, વાંસળી વગાડી એકલો જ ફરી-ફરી નાચતો જાય છે અને નદીએ પહોંચી જાય છે. નદીમાં ગયા પછી પાણીમાં અહીં પાળા બાંધી, બંધ બાંધી પાણી રોકે છે, પાણીમાં કંઈ કરવું, પાણીને ડહોમણું બનાવવું વગેરે પાણીમાં પ્રક્રિયા કરે છે. પછી નમાયો છોકરો ગુદુંનું ઘાસ કાપી લાવી પાણીના વહેણની આડે મૂકે છે. પાણી ખાલી કરી ડોહમણું બનાવે છે. થોડી વાર પાર્યા (એક જાતની મોટી માછલી )પકડે છે. એવી ત્રણ મોટી માછલી પકડે છે. પછી અચાનક ગુંદુનું ઘાસ ઉંચકી નાખે છે. રોકાયેલું પાણી વધારે વેગથી નીકળે છે. બધા ડોહાર્યાની ડોલીની સાથે પાણીમાં પડી જાય છે. નમાયો છોકરો મનમાં વિચારે છે કે પાટલાની છોકરીને અને કારભારીને છોકરી નદીનું વહેણ લઈ જવું જોઈએ. ત્યાં તો સાચે જ નદીના વહેણમાં તણાવા લાગી. બધા ડોહાર્યા બૂમો પાડવા લાગ્યા. ઉતરો રે ... ઉતરો રે છોકરીને બચાવો, કાઢો રે છોકરીઓને. નમાયો છોકરો ત્રણ માછલીઓ સંતાડીને જાય છે. ડોહાર્યા કહેવા લાગ્યા આવ રે નમાયા છોકરા કાઢ રે, બચાવ રે ..બન્ને છોકરીઓ નદીમાં તણાઈ છે. નમાયો છોકરો છોકરીઓને બચાવવા નદીમાં કૂદી પડે છે. પહેલાં એક જગ્યા પર પડે છે ત્યાં પાટલાની છોકરીને કાઢે છે, ત્યાં તો શરીર પર કપડાં ન હતાં, પછી બીજી જગ્યા પર પડે છે ત્યાંથી કારભારીની છોકરીને કાઢે છે. છોકરીને કાઢવાથી બધા હસવા લાગે છે કે ઓ જ રે.. પાટલા અને કારભારીનો જમાઈ રે...છોકરીને બચાવ્યા તેથી નમાયો છોકરાને છોકરીઓ આપી દેવી પડશે, એમની સાથે લગ્ન કરી આપવાં પડશે. ડોહાર્યા પોતાની ડોલી લઈ ગામ તરફ જવા લાગ્યા. તેઓ નમાયા છોકરાને કહેવા લાગ્યા કે ચાલ રે નમાયા. નમાયાએ કીધું કે હું આવીશ, તમે ચાલતા થાઓ. ગામની સીમ પાસે ગયા અને નમાયા છોકરો

માછલીઓ કાઢી લઈ જઈ માતાનાં ખોળામાં નાખી દે છે અને કહે છે કે થોડી માછલીઓ રાંધી મૂકજે અને થોડી શેકીને મૂકી દેજે. થોડી માછલી પાટલાને આપે છે થોડી માછલી કારભારીને આપે છે. ત્યારે કારભારી અને પાટલિયો કહેવા લાગ્યા કે ડોહાર્યા કેટલીક માછલીઓ લઈ આવ્યા અને નમાયો છોકરો કેટલી બધી માછલીઓ કેવી રીતે પકડી લઈ આવ્યો. હવે તો છોકરીઓ નમાયા છોકરાને આપી દેવી પડશે. આમ બન્ને છોકરીઓને એક જ મંડપમાં લગ્ન કરી આપે છે. સમય જતા મોટી પત્નીને મહિના(સગર્ભા) રહે છે. નમાયા છોકરો(રાજા)એ આખા ગામના બારાપાડાના લોકોને ભોજન કરાવ્યું. થોડીક વારમાં નાની પત્ની કહેવા લાગી કે તેમને એકીસાથે તેર છોકરોઓનો જન્મ થયો છે. બાર છોકરા અને એક છોકરી એક તેરકાબેન. આમ તેર ભાઈ-બહેનનો જન્મ થાય છે. સુવાવડ સમયે મોટી પત્ની જોયને દાયણને કહ્યું કે બધા છોકરાને છાણના ખાતરમાં સંતાડી દેજે ત્યાર પછી જેમ જેમ છોકરાનો જન્મ થતો ગયો તેમ તેમ એક એક છોકરાને છાણના ખાતરમાં સંતાડતા ગયા. નમાલો છોકરો (રાજાએ) દાયણને પૂછે કે કેટલા છોકરાનો જન્મ થયો ત્યારે દાયણે કહ્યું કે એ જ તો તુંબડા, સાવરણી, કુરકુલી, ટપલીઓ વગેરે બાર જેટલી વસ્તુઓનો જન્મ થયો છે. ભગવાનની કૃપાથી તે સમયે કુતરી વિયાઈ અને તે કુતરીએ આ બાર છોકરાને પોતાનુ દૂધ પીવડાવ્યું . એક કુંભારી નમાયા (રાજા)ને ત્યાં ખાતર લેવા માટે આવે છે. કુંભારી કહે છે નમાયા છોકરા મને પણ ખાતર આપજો. (ખાતર નહીં પણ ખાતરમાં સંતાડેલા છોકરા જોઈને માગતી હતી.) નમાયા (રાજા )લઈ જા કહ્યું. કુંભારી ખાતર કહી બાળકોને ગધેડાની બન્ને બાજુ પર બેસાડી લઈ જાય છે. બધા છોકરાને લઈ જાય નવડાવી-ધોવડાવી, ખવડાવી તૈયાર કરે છે. છોકરાઓ થોડા મોટા થતા કેટલાક રમે છે,

કોઈ રડે છે, કોઈ ચાલે છે તો કોઈ શું કરે છે. બધા છોકરાઓ બધા એક સરખા થઈ ગયા. બાર છોકરા અને એક છોકરી પણ છોકરી ઘણી હોશિયાર હતી. મોટી પત્ની કહેવા લાગી કે કુંભારીને છોકરાઓ નહીં આપતા આપણા છોકરાઓ માગી તેમને જંગલમાં નાખી આવજો. ત્યાર પછી નમાલો રાજા કુંભારીને ત્યાંથી છોકરો માંગી લાવે છે ત્યારે કુંભારી છોકરાઓને નવડાવી-ધોવડાવી, ખવડાવી તૈયાર કરી આપે છે. નમાલો (રાજા) જંગલમાં છોકરોઓ નાખી આવે છે. છોકરી વડના ઝાડ પર ચડી જાય છે જ્યારે બાર છોકરાઓ ઝાડની નીચે રહે છે. કોઈ રડે છે, કોઈ રમે છે, કોઈ ચાલે છે, બહેન હેળુની સોટી કાપી બધા ભાઈઓને એક-એક સોટી મારી બધાને સાબર બનાવી દે છે. તેરકાબેન વડના ડાળખીના ભેખડમાં રહે છે ત્યાં રહ્યાં રહ્યાં તે રડે છે આંખમાંથી આંસુની ધાર નીકળે છે. આંસુની ધાર નાકના રસ્તે ઝાડના થડની પાસે પડે છે. ત્યાં જમીનમાંથી ઉકાળતા ઠોકતું પાણીના ઝરા ફૂટતા નીકળે છે. બધાએ પાણી પીધું. જોગાનુજોગ ત્યાં રામદેવ અને લક્ષ્મણ બન્ને ભાઈઓ આવી ચઢે છે. ''અટના વાટ યડ દેવાના જતર કર પાણી નકો પીસા ચે લોકોને બાર ની કરવા, કીમઠીની લાગવા આ વચન લેસો તો જ પાણી પીજો.'' રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓ વિચાર કરવા લાગ્યા. આ કેવા સાબર અને આ કેવી છોકરી ચારે છે. પછી તેરકાબેને કહ્યું કે કોઈક જગ્યા જાઓ તો કહેજો ઝાડ પર છોકરી રહે છે. કપડાંઓ, સાડી, લુગડાં વગેરે લાવવા કેજો. બાર છોકરાઓ એક છોકરી છે. તે એકી જ સાથે એક જ પેટમાં જીવ્યાં છે. પરણવા હોય તે અહીં આવશે. એક જ સારના રાજા હતી સરની ડોલી લઈ ગયા. ધાબડાઓ લીધા, વાળ કાપવાની કાતર લીધી, સાડી, લુગડાં વગેરે લઈ ગયા. ત્યાં અચાનક જુએ છે તો સાબર ત્યાં તો એકાએક અવાજ થયો એમને મારશો નહિ

મારા ભાઈઓ છે. ત્યાં ઉપર એક છોકરી હતી. તેન ઉતરી હેળુની સોટી કાપી બધા સાબરના રૂપમાં રહેલા ભાઈઓને એક સોટી મારે છે છોકરા બની જાય છે,એક સોટી મારે છે છોકરી બની જાય છે.આમ બારે બારે છોકરા નવડાવી-ધોવડાવી તૈયાર કરી, વાળ કાપી કપડાં પહેરાવે છે. તેરકાબેનને પરણી લઈ ગયા. બધા છોકરાઓને પરણાવી દે છે. બધાના છોકરાઓ થાય છે. કોઈના એક, કોઈના બે, કોઈના ત્રણ, કોઈના ચાર એમ બધાના છોકરાઓ થયા. બધાને ગાડીઓ લઈ આપી. એક દિવસ બધા છોકરો પોતાના પિતાજી નમાયા (રાજા)ને મળવા માટે ગાડીઓ લઈ જાય છે. ગામના લોકો વિચારમાં લાગ્યા કે આટલી બધી ગાડીઓ કોને ત્યાં આવી. ત્યાં તો નમાયા(રાજા )ત્યાં ગાડી ગઈ. નમાયા રાજા વિચારે છે કે કોઈ દિવસ ગાડી જોઈ નથી, સંબંધી નથી જોયેલા નથી, ઓળખાણ નથી અને મારા ઘરે કંઈ રીતે આવ્યાં. ત્યાં મોટી પત્ની હિંચકા પર બેસેલી હતી. ત્યાં ગાડીમાંથી તેરકા સૌથી નાની હોશિંયાર હતી તેણે પોતાની માતાને ઓળખી કાઢી ગાડીમાંથી ઉતરીને માતાના ખોળામાં ચઢી બેઠી. પછી એક પછી એક છોકરા વાટ જોયા વગર બધા ચડી બેઠા. પોસલિયા રાજા જોતા જ રહી ગયા. પિતાજીને પૂછવા લાગ્યા કે કેમ નાનપણ જન્મતાંની સાથે છાણના ખાતરમાં નાખી દીધા. કેટલો ત્રાસ આપ્યો ? દાયણ દ્વારા છાણના ખાતરમાં નાખી આપ્યાં. કુંભારીએ અમને માંગ્યા, પાલન-પોષણ કર્યું ત્યારે તેના પરથી માગી અમને વનવાસમાં નાખી આવ્યાં. એ તો સારુ થયું કે અમારી બહેન હોશિયાર હતી એટલે અમને બચાવ્યા. એમણે ઘર શોધી કાઢ્યું નવડાવી-ધોવડાવી, કપડાંઓ પહેરાવી, વાળ કપાવી અમને પરણાવી દીધા. આવી ગુલામી નહીં કરવી. આવું પાપ નહી કરવું, પછી તે કુંભારીને ત્યાં મળવા જાય છે. તેને કપડાં, ઘરેણાં, સાડીઓ અન્ય વસ્તુઓ આપી મળી

આવ્યાં. પછી દાયણને મળવા ગયા. તેમને બરાબર સંભળાવ્યું અને કહ્યું તારા કર્મને લીધે અમને વનવાસમાં જીવન જીવવું પડ્યું છે. આવી ગુલામી કોઈની નહિ કરવી. જેટલું આપે તે સારી રીતે જીવન જીવવું આવી રીતે કોઈની સોપારી નહીં લેવાનું અને ગુલામી નહી કરવી શાંતિથી કામ કરી જીવન જીવવું.

**ગીતો**

**હાલરડું**

નીજી જાજો રો.. અર્જુન નીજી જાજો રો...ઇ નીજી જાજો રો.
રોડો નકો રો.. અર્જુન રોડુ નકો રો..ઇ નીજી જાજો રો.
કિરણ રોડુ નકો રો...કિરણ રોડુ નકો રો..ઇ નીજી જાજો રો.
અર્જુન દીકરા રો ..નીજી જાજો રોઇ અર્જુન નીજી જાજો રો.
તુના બાહાસ રો કામે ગેલા રો
દીકરા કામે ગેલા રો દીકરા કામે ગેલા રો
તુની આઇશ રો દીકરા કામે ગેલી રો દીકરા કામે ગેલી
નીજી જાજો રો ..અર્જુન નીજી જાજો રો..ઇ નીજી જાજો રો

**ગુજરાતી અનુવાદ**

ઊંઘી જાજે રે અર્જુન ઊંઘી જાજે રે ઊંઘી  જાજે રે ..
રડતો નહી રે અર્જુન ઊંઘી જાજે રે
કિરણ રડતો નહી રે કિરણ રડતો નહી રે ઊંઘી જાજે રે
રડતો નહી રે અર્જુન રે ઊંઘી જાજે રે
તારી માતા રે મજૂરીએ ગઇ છે રે
ઊંઘી જાજે રે અર્જુન ઊંઘી જાજે રે
તારા પિતા રે કામ પર ગયા રે
ઊંઘી જાજે રે અર્જુન ઊંઘી જા જે રે
ઊંઘી જાજે રે અર્જુન ઊંઘી જા જે રે

**લગ્નગીત**

ચાંદ-સૂર્યા ઊગી લા તવ ઉજાયાપડતી
ચાંદ-સૂર્યા ઊગી લા તવ ઉજાયા પડતી
નવરાશી બાપા રો કરા સોનાનો દિવો(૨)

ચાંદ-સૂર્યા ઊગી લા તવ ઉજાયા પડતી(૨)
નવરાશી માય રો કરા સોનાની આરતી (૨)
ચાંદ-સૂર્યા ઊગી લા તવ ઉજાયા પડતી(૨)
નવરાશી મામા રો કરા સોનાનો દિવો(૨)
ચાંદ-સૂર્યા ઊગી લા તવ ઉજાયા પડતી(૨)
નવરાશી ભાવુ  રો કરા સોનાનો દિવો(૨)
ચાંદ-સૂર્યા ઊગી લા તવ ઉજાયા પડતી(૨)
નવરાશી ભાવુ  રો કરા સોનાનો દિવો(૨)

**ગુજરાતી અનુવાદ**

ચાંદ-સૂર્ય ઊગશે ત્યારે અજવાળું પડશે (૨)
લાઢીના બાપા રે કરો સોનાનો દીવો(૨)
ચાંદ-સૂર્ય ઊગશે ત્યારે અજવાળું પડશે(૨)
લાઢીના માતા રે કરો સોનાનો આરતી(૨)
ચાંદ-સૂર્ય ઊગશે ત્યારે અજવાળું પડશે(૨)
લાઢીના મામા  રે કરો સોનાનો દીવો(૨)

ચાંદ-સૂર્ય ઊગશે ત્યારે અજવાળું પડશે(૨)
લાઢીના ભાઈ રે કરો સોનાનો દીવો(૨)
ચાંદ-સૂર્ય ઊગશે ત્યારે અજવાળું પડશે(૨)

**હોળી ગીત(ઘેરૈયા ગીત)**

ડમક-ડમક ઢોલા ઢોલ રા વાજ આંયરા
સોરા ગેરુયા
ડમક-ડમક ઢોલા ઢોલ રા વાજ આંયરા
સોરા ગેરુયા
કેશુર પાટલા પરોણાા આયવા આંયરા
સોરા ગેરુયા(૨)
એ...બાટલી ભરી દારવા લાયવા આંયરા
સોરા ગેરુયા(૨)
ડમક-ડમક ઢોલા ઢોલ રા વાજ આંયરા
સોરા ગેરુયા(૨)

**ગુજરાતી અનુવાદ**

ડમક-ડમક ઢોલા ઢોલ રે વગાડ હુ રે
    છોરા ધેરૈયા
ડમક-ડમક ઢોલા ઢોલ રે વગાડ હુ રે
    છોરા ધેરૈયા
કેશુ પાટીલ મહેમાન આવ્યારે હુ રે
    છોરા ધેરૈયા
એ...બાટલી ભરી દારુ લાવ્યા હું રે
    છોરા ધેરૈયા
ડમક-ડમક ઢોલા ઢોલ હું રે
    છોરા ધેરૈયા

**ગીત**

એખલી એખલી રો મી એખલી  કોશી કાઢુ મી એખલી
એખલી એખલી રો મી એખલી

ખાંદા વર ગાંગળી ફિરી રો રમશીયા કરી લે દુસરી નવરી (૨)
એખલી એખલી રો મી એખલી
ખાંદા વર ગાંગળી ફિરે રો રમશીયા
કરી લે દુસરી સુંદરી સુંદરી રુંબા કરી લે રમશીયા સુંદરી રુંબા
એખલી એખલી રો મી એખલી કોશી કાઢુ મે એખલી એખલી રો મે એખલી

**ગુજરાતી અનુવાદ**

એકલી એકલી રે હું એકલી શું કરુ હું એકલી
ખોબા પર ગાંગળી ફરે રે રમેશ કરી લે બીજી લાઢી(૨)
એકલી એકલી રે હું એકલી શું કરુ હું એકલી
ખભા પર ગાંગળી ફરે રે રમેશ કરી બીજી લાઢી (૨)
એકલી એકલી રે હું એકલી શું કરું હું એકલી
ખભા પર ગાંગળી ફરે રે રમેશ કરી બીજી લાઢી (૨)
કરી લે રમેશ કરી રમેશ બીજી સુંદરી કરી લે,
કરી લે બીજી રમેશ કરી રમેશ બીજી સુંદરી(૨)
એકલી એકલી રે હું એકલી શું કરુ હું એકલી

**સગપણના શબ્દો**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| આયા | માતા | આબા | પિતા |
| બાબા-ભાવુશ | ભાઈ | બુયુ | બહેન |
| વોહની | ભાભી | ભાવાશ | બનેવી |
| વોહની/બુયુ | નણંદ | જીજેશ | માસી |
| મોઠા બાહાશ | મોટો બાપો | મોઠી આઇશ | મોટી બા |
| વહુશ | વહુ | ફુશજ | પિતાના બહેન |
| સસરાજ | સસરો | ફુસજ | સાસુ |
| દેરુશ | દિયર | જવાંસ | જમાઈ |
| ખાદાડિયો | ઘરજમાઈ | બાયકોઈ | પત્ની |
| - | પતિ | મામાશ | મામા ભાવાડ |
| વેવાઇ વોહિની | વેવાણસાલાશ | સાળો પોસા/બાબા | છોકરાપોસી |

| | | | |
|---|---|---|---|
| છોકરી | મોઠાઆબા | જેઠબુયુ | જેઠાણી |
| જાવતિહી/જાવતહો | સાવકી દીકરી-દીકરો | | |
| બાબા | ભાણેજ | બુયુ | ભાણી |
| દોઈમાય /લેકીય | માતા-દીકરી | બાપ-દીકરા | બાપ-દીકરા |
| બારીક ભાવુશ | સૌથી નાનો દીકરો | | |
| કાકાશ | પિતાના નાના ભાઈ | | |
| કકીશ | પિતાના નાના ભાઈની પત્ની | | |
| ફોઈ | મામી(ભાઈની પત્ની) | | |
| મેહનાશ | સાળાનો મોટો ભાઈ | | |

**ખેતીમાં વપરાતાં ઓજાર વિષયક શબ્દો**

| **કાથોડી-નાયકી** | **ગુજરાતી** | **કાથોડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઓસલી | નાની દાતરડી | ઓસીયાં | દાતરડો |
| મોઠોઓશીય | મોટો દાતરડો | હય | હળ |
| ટોલ્યાં | નાની કુહાડી | કુરાંડા | કુહાડુ |
| ખોદાઈળી | કોદાળી | ટિકામ | ત્રિકમ |

| | | | |
|---|---|---|---|
| પરાય | પરાય | પાવડો | પાવડો |
| નળી | ઓરણી | પારાણી | પરાણી, પરાણો |
| ગાડાં | બળદગાડું | ગાડલી | નાનું ગાડું |
| ઘિસર | - | ખોયાં | ખોળુ |
| જુહર | જુસરી | ડાલખીજ | ટોપલી |
| ડાળખાજ | મોટો ટોપલો | કુસાં | કસ |
| સુપલીય | સુપડુ | કુયપી | ખરપડી |
| વખરાં | ખરપડો | હિંગાળા | - |
| માંડવા | ઝુપડી | બરસા | - |
| કોંઈતાં | કોયતુ | | |

**સમયવાચક શબ્દો**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કાંબડા વાહ્યા | ચાર વાગ્યાનો સમય | | |
| ઉજાયા | પાંચ વાગ્યાનો સમય | | |

| | | | |
|---|---|---|---|
| સકાય | સવાર | દુહુપોર | બપોર |
| વેળ/દિસગયા | સાંજ | જુંજખાં | સાંજ અને રાત |

વચ્ચેનો સમય

| | | | |
|---|---|---|---|
| રાત | રાત | સકાય | આવતીકાલ |
| પરવાને દિશ | પરમ દિવસ | કાલ દિશ | ગઇકાલ |
| મીહિના | મહિનો | સોવામીહિના | - |
| એક વરીશ | એક વર્ષ | અંવદાના વરીશ | ગયું વર્ષ |
| આમાસ/આંદારિયા | અમાસ | પુનામ/જોની | અજવાળિયું |

કઠોળ

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઉડીદ | અડદ | મુગ | મગ |
| ચના | ચણા | વાલ | વાલ |
| આંબળા | ખાટી ભાજી | ચૌવયા | ચોળી |
| તરી | તુવેર | ગળમંગાના/શેંગા | મગફળી |
| મશુર | મસુર | પહટો | વાલ પાપડી |

**અનાજ**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| જોવાર | જુવાર | ભાત | ડાંગર |
| મોકી | મકાઇ | ગંહુ | ઘંઉ |
| માણીજુવાય | કાળીજુવાર | બાજરી | બાજરી |
| બોઅટી | બંટી | નાંગલી | નાગલી |
| રાયા | - | બાદલાં | - |
| દાદર | - | | |

**શાકભાજી**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| વાંગા | રીંગણ | કારલા | કારેલા |
| ટંડયા | ટિંડોળા/ગીલોડા | દુદીયા | દુધી |
| કારટલા | કંટલા | કાંદા | ડુંગળી |
| બટાકા | બટાકા | દોડકા | ગલકા |
| સોંવયા | ચોળી | ગોવરાયી | ગુવારસીંગ |

| | | | |
|---|---|---|---|
| ટબુંટા | ટામેટા | પાનકોબી | કોબીજ |
| ફુલ કોબી | ફલાવર | ભીંડા | ભીંડા |
| મટાનીભાજી | તાંદાળાજાનીભાજી | આંઇબ | મશરુમ |
| પહટાવાલ-પાપડી | મીરચા | મરચા આંબળા ભાજી | ખાટી ભાજી |
| લશન | લસણ | ગાજરા | ગાજર |
| રાતાયા | રતાળુ/શકકરિયા | | |

**પાલતુ પ્રાણી**

| **કાથુડી-નાયક** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ગાવળી | ગાય | પાડલી | ભેંસ |
| વાંસળી | વાછરડું | બકળી | બકરી |
| ઘોળા | ઘોડા | બિલાડી | બિલાડી |
| કુતરાં | કુતરો | બયીલ | બળદ |
| મેંડા | ઘેટુ | પાડો | પાડો |

**પક્ષી**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઝીરખુલ્લી | ચકલી | હલગી | હોલો |
| હાલટી | કાબર | પોપાટ | પોપટ |
| કાલપીચી | દેવચકલી | ડીચાડીયા | ભીમરાજ |
| લાવરી | લાવરી | લીલ્યો | દરજીડો |
| તીતર | તેતર | બોદાકા | બતક |
| કંબડા | મરઘો/મરઘી | પાયરુ | લોકબુતર |
| દિસજાર્યા | સમળી | હાંડિયો | કુંભારિયો |
| ગીદાં | ગીધ | તીરગો | લક્કડખોદ |

**વાર**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| સોનગળિયા | રવિવાર | બંદારપાડીયા | સોમવાર |
| નંદુરબારિયો | મંગળવાર | સોનખાંબીયો | બુધવાર |

| | | | |
|---|---|---|---|
| ઈશારવાડીયો | ગુરુવાર | રાયપુરીયો | શુક્રવાર |
| નોપર્યો | શનિવાર | | |

રંગ

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| નીયાં | લીલો | પીવયાં | પીળો |
| જાંબા | જાંબલી | કાકળીધરતી | રાતીજમીન |
| ભરાં | ગોરો | કાયા | કાળો |
| ગુલાબ્યો | ગુલાબી | | |

મહિના

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડી-નાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| કાતકીદિવાલી | કારતક | દેવલી/ઉતરાણી | માગશર |
| સીમગાંના | પોષ | મોઠોજાતરો | મહા |
| હોળી-મીહિના | ફાગણ | આખાત્રી | ચૈત્ર |
| ગુડી-પડવો | વૈશાખ | જેઠ | જેઠ |

| | | | |
|---|---|---|---|
| આખાળ | અષાઢ | વાગદેવ | શ્રાવણ |
| ભાદુરવા | ભાદરવો | દિવાલ દહરો/નોવાયી | આસો |

ઝાડ

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| બિયાં | - | સાદડ | સાદડ |
| સાગી | સાગ | ખીર | ખેરમદયાં |
| સીસવા | સીસમ | તીણસના | સેવન |
| સાવર | સીમળો | બેડા | બહેડો |
| વડ | વડ | બોર | બોર |
| આંબો | આંબો | ટેમર | ટીમરુ |
| બીલી | બીલી | | |

**ઘરવખરીનાં સાધનો**

| **કાથુડી-નાયકી** | **ગુજરાતી** | **કાથુડી-નાયકી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઘોર-ગાઇ | ઘર | ધાર | બારણું |

| | | | |
|---|---|---|---|
| ખાટલો | ખાટલુ | ગુંડા | દેગડુ |
| કુડ | વાંસનીદીવાલ | બેળ | લાકળાની થાંભલી |
| દાંડીયાં | દાડીઓ | બોદળી | મશેટી |
| ચુલાં | ચુલો | વટા | ઓટલો |
| આંગન | આંગણું | સીરાવ | સાવરણી |
| ખરાટા | કરસાટા | ડાલખી | ટોપલો |
| ફડકા | કપડાઓ | ચાંપલા | ચંપલ |
| લુગડા | સાડી | | |

**શરીરનાં અંગો**

| કાથુડી-નાયકી | ગુજરાતી | કાથુડીનાયકી | ગુજરાતી |
|---|---|---|---|
| ડોયા | આંખ | નાક | નાક |
| કાન | કાન | જીભ | જીભ |
| કેંઈ | વાળ | ભીમટીયા | ભ્રમર |
| દાંત | દાંત | હોઠ | હોઠ |
| નિંડાય | કપાળ | બોચી | બોચી |

| | | | |
|---|---|---|---|
| સાતી | છાતી | ખાસ | બગલ |
| ખાંદ | ખોબા | કંબાર | કમર |
| ગુડ | ઘુંટણ | કરિ | કોણી |
| નખા | નખ | અંગુઠા | અંગુઠો |
| પાય | પગ | ગાલ | ગાલ |
| દાઢી | - | પટ | પેટ |
| પાઠ | બરડો | પાટલીયા | પગની તળેટી |
| બેંબ | દુટી | કોરાઠા | કરોડરજ્જૂ |

માહિતી દાતા : નવસીબેન કાથુડ. ઉંમર : ૭૨ વર્ષ, મુ. રાવજીબુંદા, પો. હરિપુર, તા. ઉચ્છલ, જિ. તાપી, તા. ૧૪-૪-૨૦૧૧, સમયઃ સવારે ૮:૦૦ થી સાંજે ૧૦:૦૦ સુધી

સંદર્ભ :


૧. માનવશાસ્ત્ર-ડૉ. હર્ષિદા દવે, પ્રકાશનઃ-યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ. પ્રકાશકઃ- ડૉ. રાજીવ કુમાર ગુપ્તા, પ્રથમ આવૃતિઃ-૨૦૦૫

૨. ગુજરાત વિશ્વકોશ, ખંડ-૧ સંપાદકઃ ડૉ.ધીરુભાઇ ઠાકર, પ્રકાશક :-ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ, અમદાવાદ આવૃત્તિ,૨૦૦૧ પા.નં.૯૭૮-ડૉ. હર્ષિદા દવે

૩. આદિવાસી ગુજરાત. પે.નં. ૪૨- ચંદ્રકાંત ઉપાધ્યાય, રવીન્દ્ર પંચોલી, પ્રકાશક : ડૉ. રાજેન્દ્રભાઇ ખીમાણી, કુલસચિવ, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

- સુમિર ગામીત

.

## સંગીત વાદ્ય અને નાટ્યવેશો

નાટ્યવેશો :

વરસાદ ન પડે તો તેને દેવનો પ્રકોપ માનવામાં આવે છે. વરસાદને રીઝવવા ગામની બહેનો અનોખી ધાડ પાડે છે. ગામની સ્ત્રીઓ એક્ત્ર થઈ પુરુષ જેવા કપડાં પહેરે છે અને હાથમાં તલવાર, તીરકામઠાં, બંદૂક જેવા હથિયારો ધારણ કરે છે અને ધાડ પાડવા બાજુના ગામમાં જાય છે. આ ધાડમાં પુરુષોનો નિષેધ છે. જો રસ્તામાં કોઈ પુરુષ મળે તો તેને મારી નાખવામાં આવે છે. બાજુના ગામમાંથી એક બકરાંને પકડી લઈ તેને પોતાના ગામમાં લઈ આવે છે અને તેને માતા આગળ લઈ જઈ તલવારથી તેનો કાન કાપે છે. કાનમાંથી જેટલી લોહીની ધાર પડે તેટલા મહિના વરસાદ પડે એવી માન્યતા છે. ગામની મોટી ઉંમરની સ્ત્રી ધાડની આગેવાની લે છે.

જો વરસાદ સમયસર ન આવે અથવા આવ્યા પછી ખેંચાય તો બાબા-બાબીનો વાશ કાઢવામાં આવે છે. તરુણ-તરુણીઓ લંગોટી પહેરી શરીરે રાખ ચોળી (બાબા-બાબીનો) વેશ કાઢે છે. ઋતુના સમયે હાથમાં પાણીનાં ભરેલાં તુંબડાં લઈને મેઘરાજાને નમસ્કાર કરી મેઘ માગવા નીકળે છે. ઘેર ઘેર ફરી નળિયાં પર તુંબડાનું પાણી નાખી નેવાં વરસાવવામાં આવે છે. નેવાં વરસે છે ત્યારે એંદર આવો, એંદર આવો એમ જોર જોરથી સમૂહમાં બૂમો પાડવામાં આવે છે અને ઘેર ઘેરથી મકાઈ માગવામાં આવે છે. આખા ગામમાં ફર્યા પછી વહેલી સવારે નદી કે વહેળા કિનારે જઈને મકાઈની ઘૂઘરી વહેંચતાં વહેંચતા જાય તો વરસાદ વરસે જ એમ માનવામાં આવે છે.

બાબા-બાબીનો વેશ કાઢીને મેઘ માગ્યા છતાં વરસાદ ન વરસે અને વરસે અને વધુ ખેંચાય તો કોઈએ વરસાદ બાંધ્યો છે એમ આ વિસ્તારના ભીલો દઢપણે માને છે. આ વરસાદ વાણિયા-બ્રાહ્મણ જેવો ખાધે પીધે સુખી ધનવાન માણસ જ બાંધી શકે છે તેમ પણ માનવામાં આવે છે. તેમની માન્યતા પ્રમાણે વરસાદ બાંધવા માટે આ સુખી માણસ ખાસ પ્રકારની વિધિ કરે છે. આ માટે તે કુંબારના ઘેરથી બાર કોરા ઘડા લાવે છે. ત્યારે પછી બારની સંખ્યામાં આકડાનાં પાન, ડાભની ગૂંચડીઓ, દેડકા, માછલીઓ વગેરે વસ્તુઓ એકઠી કરે છે. વરસાદ બાંધવાની વિધિ તેણે અગાઉથી વિચારી રાખી હોવાથી જ્યારે વરસાદ આવે છે ત્યારે ઘરનાં નેવાનું પાણી બાર ઘડામાં ભરી લે છે. આ દરેક ઘડામાં ભેગી કરેલી પ્રત્યેક વસ્તું નાખવામાં આવે છે. ત્યાર પછી દરેકના મુખ પર એક એક કપડું બાંધીને દરેક ઘડાની ઉપર એક એક આંકડાનું પાન મૂકી ઘર વચ્ચે મોટો ખાડો ખોદી આ ઘડા દાટી દેવામાં આવે છે. આ ઘડાની ઉપર મધ્યમાં એક ઘંટી મૂકવામાં આવે

છે. જેવું આકાશમાં વરસવા વાદળ નીકળે છે કે તરત જ આ પથ્થરની ઘંટી ફેરવવામાં આવે છે. આથી વાદળ દળાઈને ખિરાઈ જાય છે અને વરસાદ વરસતો નથી. માટે વરસાદ વરસાવવો હોય તો જેને વરસાદ બાંધ્યો હોય તેના ઘરમાં સામૂહિક રીતે પ્રવેશીને જમીન ખોદી કાઢીને આ ઘડાનો નાશ કરવો જોઈએ. જેથી વરસાદ છૂટો થાય અને વરસે એમ માનવામાં આવે છે.

**વાદ્યસંગીત**

સંગીત એ માનવજીવનનું એક અવિભાજ્ય અંગ ગણી શકાય છે. માનવે પોતાની પ્રવૃત્તિમાંથી એક સરખાપણાનો થાક ખંખેરી નાખવા જ્યારથી પહેલી થપાટ ખખડાવી હશે કે ચપટી વગાડી તાલ પૂર્યા હશે ત્યારથી આ સંગીત પ્રવૃતિ વણથંભી વહી રહી છે, વિકસી રહી છે. પછી તો નાદ ઉપજાવનારાં વિવિધ વાદ્યો માનવી ઘડતો જ રહ્યો છે અને એમાંથી વાદ્યોની આજે આખી હારમાળા ઊભી થયેલી છે.

કાથોડી આદિવાસી સમાજમાં નૃત્ય અને ગાન મુખ્ય છે, ને આ બંનેને અચૂકપણે સથવારો જોઈએ સંગીતનો, ને એ સાટુ થઈને કાથોડી સમાજમાં તેમની આગવી રચના રીતવાળાં અનેક વાદ્યો છે. જેમનાં નામ, રૂપ અને તેના નાદ પણ સાવ નોખા જ છે.

**ઢોલકી (ઢોલ) :**

ઢોલ એ વિશ્વનું પ્રચીન વાદ્ય છે. ઢોલનાં અનેક પરંપરાગત નામો છે. ઢોલ પર દાંડી પડે કે કાથોડી સમાજ હોય કે અન્ય આદિવાસી સમાજ હોય તેનાં માહાંહ્લો નાચી ઊઠે. જેનો થનથન થાય ને ગહેકી ઊઠે

તેનું ગળું. ઢોલ કાથોડીસમાજનો મંગળ વાદ્ય છે, તો સમૂહ નૃત્યમાંય ઢોલ જ અગ્રસ્થાને હોય. ઢોલ તેમનું રણવાદ્ય પણ ખરું અને તો ઢોલ તેમના સંદેશાવહનનું સાધન પણ ખરું. આ બધાં પ્રયોજનોના એમના આગવા તાલ. જે રીતે ઢોલ વાગે તે મુજબ તેનો અર્થ સૌ કોઈ સમજી લે. અમુક રીત વાગે તો મરણ થયું,ને અમુક ઢોલ વાગે તો જાણે કે ગામમાં કોઈ બનાવ બન્યો હોય, ઢોલ વિના કાથોડી સમાજ કે અન્ય આદિવાસી સમાજ ન ચાલે.

ઢોલ બીયાના લાકડાનો બને છે. જો કે અત્યારે બીયાના લાકડા ઉપરાંત આંબો, લીમડા અને ટોવણના લાકડાના પણ બને છે. ઢોલ જુદા જુદા માપના આવે. ઢોલીના મોટા ઢોલની લંબાઈ ૬૦ સે.મી. હોય, ને નાનાઢોલની લંબાઇ ૫૨ સેંમી હોય છે. પહોળાઈ ૨૫ થી ૨૮ સે.મી.જેટલી હોય છે. ઢોલને બકરાનું ચામડું મઢવામાં આવે છે. કેટલીક વાર વાંદરાનું ચામડું પણ મઢવામાં આવે છે. ચામડું મઢવાનું કામ ઢોલી જાતે કરે અથવા ડબગર પાસે કરાવે. ઢોલના જમણા હાથ બાજુના પડને અંગરથી ગાડાની મેશ ચોપડવામાં આવે છે. ઢોલીનો દાંડીઓ આંબલી, સાગ કે મેંદીની ડાળીઓ હોય છે. જે ડાબા હાથમાં રાખી વગાડે છે.

**માંદળ :**

માંદળ કાથોડી સમાજમાં ઢોલ સાથે તાલ મેળવવા માટે વગાડતા હોય છે. વિજયનગરના ડુંગરે ડુંગરે અને અલગ અલગ ગામમાં વસતા કાથોડી સમાજમાં એકઠા કરવા માટે સંકેત તરીકે પણ માંદળ વગાડવામાં આવે છે. માંદળનો રણકે મધૂર, સૂરીલો અને પાતળો-તીણો હોય છે. જાન લઈને આવતાં વાગતા

માંદળના સૂરો હલ્લો લઈ જતા લશ્કર જેવો લાગે છે. માંદળનો આકાર મૃદંગ જેવો છે. પરંતુ તેના બંને છેડા ઢોલ જેવા સરખા હોય છે.

**થાળી વાદન (ચક્કરડી-મીણથાળી) :**

ચકરડી અને મીણથાળી વાદ્યને નિયંત્રિત અને વિશિષ્ટ રૂપમાં મેળવવાની રીત દષ્ટાંત છે. ચકરડીમાં પદાર્થ ગતિથી ફરે છે અને એની ધરી સાથેના થાંબલા ચક્રના આરા પર બીજી વાંસ કે ધાતુની સળી અથડાય ને વાગે છે. ચક્રની ગતિ પ્રમાણે જ ટર્ર્ ટર્ર્ એવો નિયંત્રિત અવાજ મળે છે અને એનો લય બંધાય છે. આમ પદાર્થની ચક્રગતિ તાલવાધરૂપ ચકરડીના વિવિધ પ્રકારો લોક પરંપરામાં છે.

એક ઊંચા કાંઠાવાળા ત્રાસમાં મીણ પાથરીને તેમાં વચ્ચે વાંસની સળી રોપવામાં આવે છે. વાર્તા કહેતાં કહેતાં કથક-ગાયક અંગૂઠા અને આંગળીથી આ સળીનો પકડી, મૃદુસ્પર્શનું દબાણ આપી લયબદ્ધ રીતે ઉપર-નીચે સરકાવે છે. આ ઘર્ષણથી વાંસની સળીમાં આંદોલન જન્મે છે અને તેનો વાદ મીણના માધ્યમે મોટો અને ઘેરો બને છે. નાદને આમ તુંબડા કે એવાં બીજાં સાધનને બદલે મીણના થરથી મેળલલાની આવી યુક્તિ બીજે ભાગ્યે જ જોવા મળે છે.

**તારપૂ:**

મોટી દૂધીના તુંબડામાંથી બનેલું હોય છે. એમાંથી બે ભૂંગળીઓ પસાર થાય છે, જેમાં એક ભૂંગળી પાયાનો મુખ્ય કે મધ્ય-સ્વર આપે છે અને બીજી ભૂંગળીનાં છિદ્રો રચનાનો બીજો સ્વર આપે છે. તારપૂનો

જ પ્રકાર ડોબરું છે. પોલાણવાળો વાંસના બંને છેડે તાડપત્રની પટ્ટીઓના ભૂંગળાવાળું વાદ્ય છે. જેનાં ચાર છિદ્રોમાંથી પાંચ સ્વર મળે છે.

**નૃત્યો**

અશ્લીલ ચેનચાળાથી ભરેલ ગીતો અને નૃત્યના ચાળે નાચતી તેની પાછળ ઘેલી બનતી આજની યુવતીઓએ અને છોકરાઓએ એકવાર આદિવાસી નૃત્યની સાદગી અને સુદરતા જરૂર નિહાળવાં જોઈએ. ઢોલના ચાળે નાચતા આદિવાસીઓ અને તેમનો પહેરવેશ અન્ય જાતિઓના નૃત્ય કરતાં અલગ તરી આવે છે. એમાય સાથે ત્વરિત બદલાતા રિવાજો અને પરંપરાઓમાં પણ આદિવાસીઓઓ પોતાની નૃત્યકલાનો વારસો જેમનો તેમ જાળવી રાખ્યો છે.

**સાહિત્ય**

**વાર્તાઓ**

ખેડૂત અને હીલી(પોપટ)

એક ખેડૂત હતો. તેનું એક નાનું ખેતર હતું તેમાં બાજરીનો લીલો પાક હિલ્લોળા લઈ રહ્યો હતો. ત્યાં રોજ એક હોલી આવીને બાજરી ચરી જતી તેથી ખેડૂતને ખૂબ જ નુકશાન થતું હતું.

થોડાં દિવસોમાં પાક તૈયાર થઈ ગયો. પણ હીલીએ(પોપટ) ચરવાનું ન છોડયું. તે ચાલાકીથી કોથળામાં કાણું પાડીને પણ દાણા ચરી જતી હતી. છેવટે કંટાળીને ખેડૂતે એક યુક્તિ વિચારી. જે બજારથી પાતળો ગોળ લઈ આવ્યો. તેણે કોથળા ઉપર ગોળનું થર લગાડી દીધું.

આ બાજું રોજના સમય પ્રમાણે બીજા દિવસે હીલી આવીને કોથળા ઉપર બેઠી. બેસતાં જ તેના પર ચોટી ગઈ. ખેડૂતે હીલીને જોઈ અને તેને પકડી લીધી, તેના પગે દોરી બાંધી અને તેને પોતાના ખાટલાના પાયા સાથે બાંધી દીધી.

હોલી વિચારવા લાગી, મારા બાળકોનું શું થશે ! મેં મારા ઘરવાળાની વાત માની હોત તો મારા આવા હાલ ના થાત. તે હંમેશા કહેતો કે તું ખેડૂતની બાજરી ના ખા, મારી વહાલી! આમ વિચારતા થોડો સમય પસાર થયો. ત્યાં તેણે એક ઊંટનું ટોળું પસાર થતું જોયું. ટોળાના નાયકને જોઈને તે ગાવા લાગી.

માળામાં મારા વિચ્ચયા રે વીર  કી કી કી કી
આધીમાં ઊડ જાસી રે વીર કી કી કી કી
તાવડીએ બળ જાસી રે વીર કી કી કી કી
મેહમાં ગળ જાસી રે વીર કી કી કી કી

હીલીનું ગીત સાંભળીને ટોળાના નાયકને દયા આવી ગઈ. જેણે ખેડૂતને કહ્યું કે ટોળામાંથી જે જોઈએ તે ઊંટ લઈ લે પણ આ હીલીને છોડી દે.

ખેડૂતે કહ્યું ના, ના હીલી એ મને બહું હેરાન કર્યો છે. એટલે તેને તો નહીં જ છોડું એ સાંભળીને

ટોળાનો નાયક ચાલ્યો ગયો.

બીજે દિવસે બળદ ગાડામાં સમાન ભરી એક બીજા ખેતરનો ખેડૂત તે રસ્તાથી જઈ રહ્યો હતો તેને જોઈને હીલી ફરીથી ગીત ગાવા લાગી.

હીલીનું દુઃખ સાંભળીને બીજા ખેતરના ખેડૂતને કહ્યું કે તેને ગાડું જોઈએ તે લઈ લે પણ હીલીને છોડી દે, ખેડૂતે કહ્યું કે તે મારી ઘણી બાજરી ખાધી છે. એટલે એને તો કોઈ પણ હિસાબે નહીં છોડું એ સાંભળી ખેડૂત પણ આગળ વધી ગયો.

છેવટે એક ઉંદરભાઈને ત્યાંથી પસાર થતા હીલીએ જોયા તેને જોઈને હીલી ફરીથી પોતાનું દુઃખ ગાવા લાગી.

ઉંદરભાઈએ ખેડૂતને વિનંતી કરી કે તે હીલીને છોડી દે પણ ખેડૂતે તેની ના માની. ઉંદરભાઈને તો હીલીના દુઃખે લાગી ગયું હતું ને વિચાર કરવા લાગ્યો, હવે શું કરું ! તેના મનમાં એક વિચાર આવ્યો. એટલે રાત્રે જ્યારે ખેડૂતભાઈ સૂઈ ગયા હતા ત્યારે ત્યાં આવ્યોને તેણે દોરી કાપી નાખી. હીલીને છૂટી કરી.

હીલી છૂટી થઈને તે ખુશ ખુશ થઈ ગઈ. તેણે ઉંદરભાઈનો આભાર માન્યો અને ઉડવા લાગી અને ઉડતાં ઉડતાં ખુશીથી ગાવા લાગી.

અર ફર ઉડતી જાઉં.

ખેડુતના માથા પર ચરકતી જાઉં.

જ્યારે ખેડૂતે એ ગીત સાંભળ્યું તો તે ખાટલા પરથી ઉઠયો તેણે હીલીને ઉંડતી જોઈ તેના માટે તો

હવે મોં ફાડીને જોવું જ રહ્યું.

એક મન જંગલ રહ તેમાં દોન ડવર રહત આખા દોસ ચીકરી મારુંલા જાહત તેલામન કાહીતીની મર ડવરલા તાહામાં યેમાજાની મીરહારી ખાડત તાહામાં એકદીરા બાંહામન મીળવ તો રોમન સાગહ તુવકાવસ આનાહાસ તામાં સાગાંહ માવહડ સીકારકરુલા આનાહા માલાવ કાજ્ઞ મરનીહી તાલ્તં ડવરસ પસલા ધુનું ડબાવા તોજા અને બાવયસલા ધુંનું ડવરલીલી તાસાગાંહ જ્ઞવસાં હરલી આંગહીતા હન હરવનતિહલા હરવનીત્નિજા ની મરીજાનજાવા તા મરમે તે તહેની રગડલેજાહા તા ગજ્ઞા તેહને કોરડેલા નીવખા હતી તા તોમન ડવર ખાબાને જાહનંભા તેમની કોરડેલા મનભીહાજા તેમની આંકીવાની હંયુંજાહા તા સાગરહાંમન બૃત્રીમમા તાઅવાં હોડીકોડી યુજાવીજી મામાબામ બહાન તેતયેનળ ડવરમન મરીજાહા માગું મનભી તાફુસમન મરીજાહા કપેગાડીવા ચડીન નદવર માચ ડયંગમ ચજ્ઞમ બુડીમન વરચડહ બચુચાગી વટવેળપં મચીહાં તેવુ તેડીવહઅહ માનંના સુય હવેતાં મન પાસહેલીઆસપાસ તામમાં અમન સાગટાં તા બા તોજમન મરીજાહા

પાંચ ભાવળી હતાત પાંચ દાબડી હતેત તા તેહી દાબળી પાંચી ભાવળીસી વાડી લીધેત બારીક બાવુશ ત દિશના દુધ કાડદ ચાર ભાવળી હતાતે તે તેલા કુશકાજહત કાઠાશ તુંની દાબડ લય આમું ચાટુલા જાયજુહુન તે ત ડોગરીલા લીઇ ગેત તા મોહી ખાસ હતી ને લા તી ખાસીમાં ઢકાટી દીધી તે તે ઘર લી આનત તેહની ધેબડીતા લીલું ભાણ શાગહ માની દાબડકય તે સાગહતી તુંની દાબડ યુડઆની ગવશું લા જાહાત તાહા દાબડ ત ખાસી મા મરી ગયુ તા લીલું ભાવળીત ગવરી કાડી તા ડોસી લા સાગહત જ સુરીના

કડાવલીદા ઇજોંઈ તા ડોસીત મનગુપ તાસુરીની કડા મનલી આનીતા કાનડા મન ઉસવા તો તમન ઇકુલાલી જાહાત તા ખુબ મન દુરજાદાત તા રાત મન ઇજાતા ત તોતવાડ વર ચડી ગત તા વરતમન કાયુલા બિદુ કીને ગાવભા ચડ દળદું કીને ગાવ લાયી નવરાની દાસત કાળી કાળી દીસ નવરાની દાસ નીય નીય દાટુ દાટુ નીવ જાજી નવરાને ઘર નીય નીય પાણી પાણી નીવ જાજી નવરાને ઘર નીય નીય ટીંમ્બાનીવ જાજી.

**હોળી ગીત**

હોલી બાય આજની કાલ હોલી બાય ગઈ રે ગઈ
ધૂપે વાટે ધૂપયા ઉડે રંગીલીકોલેવ
એક પેસા મંજૂરી રંગીલી ઢોલેવ ટેકરા
ચદન દિવા બાવજો સયા રીગલી ઢોલે
એક કુયા ઘરુવ હેમા બૂયા
એક કુયા ઘરુવ હેમા બૂયા
નાચી ઉપર ઘરુવ હેમૂ બાયા
નાચી ઉપર ઘરુવ હેમુ બાયા
કુકડા વાળા દેવોર ખજૂર મથૂર

કુકડા વાળા દેવોર ખજૂર મથૂર

આંબાર તૂના સરાયા બૂડ
આલામી ઝાલામી લાગેલા ફૂલ
નવલા કુવેમા હોળી બાઈ ગઈ રે ગઈ

**લગ્નના ગીત**

ઉંબર ફૂલતીવ કીજળ ભરતીય કોળ
મધની રાતીબા (૨)
હળદુ જડ બાયા હળદુ જડવ બાઈ (૨)
તાચતુજી નવરી ાગળું કર કાજળા ભરતીવ હા (૨)

કોડીન કોડીસા કુબાવ કોડીન કોડીસા  ફુલ (૨)
તારુ માડવી એવા તારું (૨) માડવી એવા
ઉંચા માંડવ ધાત તારું (૨)
કેવીસા ખાબાવર

નાઈક માંડવું પેવા વ નાઆક માંડવું પેવા
બાયા દજાયા કુઠ વય (૨)
માઈન મનામા જુરવ માઈન મનામા જુર (૨)
અમાર લાડી આલો રે અમ ઘેર જહા રે
અમાર સુલો હુણોરે અમ ઘેરે જહા રે
અમાર લાડી આલો રે અમ ઘરે જહા રે
અમાર ગટીઉણી રે અમા ઘરે જહા રે
અમાર લાડી આલો રે અમા ઘરે જહા રે

**જાનવી**

જોન આજી અંબાવીટું લાડી ખેમજી
વણધોલણી તેલ પુરી ખાદી કાસી કાસી
દાળ પીદી બળેલી બળેલી ભાત ખાદા
કાસા કસા સાફ ખદુ બળેલુ બળેલું

**ધૂળ(ઉખાણાં)**

૧. ભૂજેલ કોબડી ખાદૂન કોદેલા ઠીંઠ - કુરાડ
૨. જેવ જાહા તેવ હારીજ દીંઠ - સાહૂલી (પડછાયા)
૩. જેવ જાવ તે તેવ સોના ટાકતૂજ જાહાત - સમેડ (લેટ)
૪. બારીકલા પોસા દો પૂડ ચાલહત
મોઠલ પોસા દોનપૂ માગુ ચાલહત - ટેકટર
૫.ગીરના ગીર ડોગંર તાસી પૂસી
ઘરાસી લઈટાક કહેકડ - (કરછલો)
૬. ચાપટે હરડીખન લાવરા
દોબડન મુપવા - ચેચરા
૭.ઢોગાવી ડોસી ખડકા લાચડ - કાકીડ
૮. કાળી દોરી વોટ ચાલ -તેરુલી(મકોડા)
૯. રાતી ગાય ચરત જાય અને
ઉજલી ગાય બીસત જાય - ઈસતો અન રાખડી (આગ અને રાખ)
૧૦. દોન વચ્ચે પોલમ પોલ - ઢોલક (ઢોલ)

૧૧. એકેસ જોડના પાના પડહત પણ
એક ઝાડના કાયનીહી પડત - ખજૂર
૧૨. જમીનમાં રાતુ બેઠું - કાંદા (ડુગળી)

૧૩. ઘરમાતહન ઘૂમત ઘૂમત બહેરનીંગ - સીરાવ(સાવરણું)
૧૪. ડાંખન ઉગડી ખ ખીચડી - ટેનરૂન(ટીંબરુન)

**પીરમંડાલા**

૧. ગોનીયાભાઈ શોનજીભાઈ કાથોડીયા, ૪૫ વર્ષ
૨. પ્રકાશભાઈ જેરમીયાભાઈ કાથોડીયા , ૩૧ વર્ષ
૩. રામુંભાઈ શોનજીભાઈ કાથોડીયા, ૫૦ વર્ષ
૪. કાન્તુભાઈ ગોનાભાઈ કાથોડીયા, ૪૭ વર્ષ
૫. ઇમાભાઈ મોહનીયાભાઈ કાથોડીયા, ૫૫ વર્ષ

ભાદોળ

૬. ભીમસીંગભાઈ કાલુભાઈ વસાવા, ૬૫ વર્ષ
ધવલીવેર

| | |
|---|---|
| ૭. શાન્તીબેન છીતીયાભાઈ કાથોડીયા, | ૫૫ વર્ષ |
| ૮. ગોળુબેન જેરમાભાઈ કાથોડીયા, | ૬૬ વર્ષ |

સાબરકાઠાં (વિજયનગર)

વણધોળ

| | |
|---|---|
| ૯. દાદુભાઈ રામજીભાઈ કાથોડી, | ૪૫ વર્ષ |
| ૧૦. બાબુભાઈ મનકુંજી કાથોડી, | ૬૦ વર્ષ |
| ૧૧. ધૂળીબેન બાબુંભાઈ કાથોડી, | ૫૮ વર્ષ |
| ૧૨. રમેશભાઈ બાબુભાઈ કાથોડી, | ૩૫ વર્ષ |
| ૧૩. રમેશભાઈ બાબુભાઈ કાથોડી, | ૩૭ વર્ષ |
| ૧૪. ગોવિંદભાઈ રામજીભાઈ કાથોડી, | ૪૦ વર્ષ |
| ૧૫. સંદરભાઈ રામજીભાઈ કાથોડી, | ૧૮ વર્ષ |

**માહિતી લેનાર**

રાઠવા હરિશ રાઠવા
આદિવાસી અકાદમી તેજગઢ